# અનુક્રમણિ

## કેદીનું કલ્પાંત

ઉંચી ઉંચી ડાળના લીંબડા હો ભાઇ !
ઉંચી ઉંચી ડાળના હો લીંબડા !
મારે તું વિના ન કોઇની સગાઇ રે
જેલનાં જીવન એવાં.

લાખ લાખ પાંદ તારી આંખડી હો ભાઇ !
લાખ લાખ પાંદ તારી આંખડી;
મારા ગામ તણી સીમડી કળાય રે ?—જેલનાં૦

મહીસાગર તીર મારાં ખોરડાં હો ભાઇ !
મહીસાગર તીર મારા ખોરડાં;
એની ઓસરીએ ચાંદની ચળાય રે—જેલનાં૦

ઘરની ધણીઆણી મારી ક્‌હાતમા હો ભાઇ !
ઘરની ધણીઆણી બીબી ક્‌હાતમા;
જોજે, ખેતર ગઇ છે કે કૂબા માંય રે—જેલનાં૦

કાસદ કરી મેલ્ય એક કાગડો હો ભાઇ,
કાસદ દઇ મેલ્યં કાળો કાગડો;
મને એક વાર હળી મળી જાય રે—જેલનાં૦

ત્રણ ત્રણ મહિનાની મુલાકાત છે હો ભાઇ !
ત્રણ ત્રણ મહિનાની મુલાકાત છે;
ઝીણી જાળીઓ આડેથી વાતો થાય રે—જેલનાં૦

કે'જે, સીવડાવે નવાં પગરખાં રે ભાઇ !
કે'જે સીવડાવે નવાં પગરખાં;
એના તળીઆમાં રૂપૈયા રખાય રે—જેલનાં૦

રૂપિઓ દેવો પડે સપાઇને રે ભાઇ !
રૂપિઓ દેવો પડે સપાઇને;
નથી દેતા તો ચામડાં ચીરાય રે—જેલનાં૦

પંદર મીલેટના મેળાપ છે રે ભાઇ !
પંદર મીલેટના મેળાપ છે;
ભુંડી જાળવજે રોઇ ના જવાય રે—જેલનાં૦

રોશું તો પડશે મને ધોકલા રે ભાઇ !
રોશું તો પડશે ધીંગા ધોકલા;
તારી નજરૂં સામે એ નૈ સહાય રે—જેલનાં૦

મરિયમ નાની છે મારી દીકરી રે ભાઇ !
મરિયમ નાસે છે ડાહી દીકરી;
એને કે'જે જાળીને ન અડકાય રે—જેલના–

મરિયમની કૂણી કૂણી આંગળી રે ભાઇ !
મરિયમની કૂણી કૂણી આંગળી;
એને ટેરવે અડું તો સજા થાય રે—જેલનાં૦

મરિયમને દૂરથી બકા કરૂં રે ભાઇ !
મરિયમને દૂરથી બકા કરૂં;
તો તો જેલર ખારો થઇ ખીજાય રે—જેલનાં૦

પૂછીશ ના સુખદુઃખની વાતડી રે ભાઇ !
પૂછીશ ના ભીતર તણી વાતડી;
મારાં માફી તણાં દનૈયાં કપાય રે—જેલનાં૦

બરધીઆને કાંધ હવે કેમ છે રે ભાઇ !
(મારા) બરધીઆને કાંધ હવે કેમ છે ?
રે'તા ભૂખ્યા કે રાતના ધરાય રે !—જેલનાં૦

અરધાં ભૂખ્યાં તમે ભલે રહો રે ભાઇ !
અરધાં ભૂખ્યાં તમે ભલે રહો;
મારા બરધીયાની સાર લ્યો સવાઇ રે—જેલનાં૦

વેચો વળીઓ ને વેચો વાંસડા હો ભાઇ !
વેચો વળીઓ ને વેચો વાંસડા;
મારા બરધીયાને વરસ બે જીવાડય રે—જેલનાં૦

ફટકા ફાંસીનું શીખું કામ જો હું ભાઇ !
ફટકા ફાંસીનું બુરૂં કામ જો;
વધે માફી વળી રૂપૈયા વળાય રે—જેલનાં૦

(પણ) બદનામી થાય આખી જેલમાં હો ભાઇ !
બદનામી થાય આખી જેલમાં;
પીર દાવલશા સોણલે ભળાય રે—જેલનાં૦

ચોળી માફી ને ઘોળ્યા રૂપૈયા હો ભાઇ !
ચોળી માફી ને ઘોળ્યા રૂપિઆ;
વરસ બે તો વહી જાશે પલક માંય રે—જેલનાં૦

# નિવેદન

ડૂ[illegible]ળાં પાણીની સજાઓથી લઇ ત્રણ મહિનાની જેલ–મહેમાની સુધીનું બહોળું મેદાન કારાવાસના સાહિત્યને મળતું રહ્યું છે; અને લખનારાઓ પણ બારીન્દ્ર ઘોષથી માંડી છેક જ સામાન્ય કક્ષા સુધીના એ સાહિત્યને સાંપડેલા છે. લખાવટના સૂર તો સીલોન, સૈબિરીઆ અને સાબરમતીની જેલોને વિષે લગભગ સરખા જ—પંચમ સૂરો જ બજાવવામાં આવે છે.

જેલવહિવટનો એકંદર વિરોધ કરવા ઉઠનારી લડાયક વૃત્તિ પોતાના હથિઆર તરીકે જ્યારે કલમ ચલાવે છે ત્યારે આ 'પંચમ સૂર' બેશક અનિવાર્ય બની જાય છે. પ્રચારકાર્ય, ખાસ કરીને રાજદ્વારી પ્રચારકાર્ય તો એક પ્રચંડ વંટોળ જેવી વસ્તુ છે. ધ્વંસની નોબતો જ્યારે ગગડે છે ત્યારે તેથી કોઇ એક બીનકારના કોમલ બીન–સંગીતમાં ભંગ પડી જાય તેની ખેવના ધ્વંસના દેવને નથી હોતી—ન જ હોઇ શકે. રાજદ્વારી લડતના મોરચાને દારૂગોળો પૂરનાર જેલસાહિત્ય તો अ વર્ગના એક જણને થયેલ ઉધરસનો મહિમા क વર્ગના ક્રીમીનલને લાગેલ ન્યુમોનીઆ તાવ જેટલો મૂલવાવે, તે સાવ સ્વાભાવિક છે.

પરંતુ નવું લખાતું જેલસાહિત્ય આજે એ પ્રચારકાર્યની સીમા વટાવીને નવી ભૂમિકામાં દાખલ થયું છે. જેલ કેવળ પીડક અને પીડિત વચ્ચેનું ઇરાદાપૂર્વકનું વૈરસાધક યંત્ર ગણાવાને બદલે માનવ મનોવૃત્તિના એક સંગ્રહસ્થાનની ગણનામાં આવી ગયેલ છે. આજનો લેખક

ત્યાંની દુનિયામાં જઇ માનવ–સ્વભાવના ઉંડા આંતરપ્રવાહો તપાસવા લાગ્યો છે. ગયા બે વખતની રાજદ્વારી લડતમાં જેલબરદાસ્ત કરી આવેલો તરૂણ સમાજ દેશના મુક્તિમાર્ગ ઉપર એક બે ડગલાં આગળ વધી શકયો છે કે નહિ તે એક જૂદી વાત છે, જેલમાં જઇ એ આધ્યાત્મિક શુદ્ધીકરણ પામી શકયો છે કે કેમ તે એક વિવાદગ્રસ્ત પ્રશ્ન છે, આધ્યાત્મિક શુદ્ધીકરણને કે સાદા જીવનસુધારને માટે પણ જેલયાત્રાની કહેવાતી ઉપયોગિતા હવે લગભગ myth–ગપ્પ જ પૂરવાર થઇ કહેવાય છે. પણ એક વાત સાચી છે, કે યુવક સમુદાય જેલની અંદર માનસશાસ્ત્રમાં નવાં પ્રકરણો લખાવે તેવી એક નવી દુનિયાનું ઠીક ઠીક દર્શન કરી આવ્યો છે. મનુષ્યને એના તમામ વેશપોષાકથી મુક્ત થયેલો–વણ ઢંકાયલો–તદ્દન નગ્ન નિહાળી લેવાનું સ્થાન જેલ છે એ ચોક્કસ વાત છે. શરીરનાં ભીતરી અંગો નિહાળવાનું ક્ષ કિરણ (X Ray) વિજ્ઞાને સંપડાવ્યું; મનઃપ્રદેશનાં ઉંડાણો ઉઘાડાં પાડવાનું સાધન–કારાગૃહ–ગઇ લડતે પૂરૂં પાડયું. પારકાની તેમ જ પોતાની નબળી સબળી સમગ્ર મનઃસૃષ્ટિની આ પિછાન, આ દંભમુક્ત નિજદર્શન, એને જો આપણે 'આધ્યાત્મિક વિશુદ્ધીકરણ'માં ઘટાવતા હોઇએ તો પછી પેલો મતભેદ જરૂરનો નથી.

વધુ નિહાલ તો તેઓ થયા, કે જેઓને જેલોમાં ક્રીમીનલ કેદીઓનો સમાગમ જડી ગયો. પાંઉમાખણ, અને ટમેટાંતકલીઓની નિરાળી નાની દુનિયામાં વસનારો ઉચલા વર્ગનો કેદી જેલજગતની માનવતાને ભાગ્યે જ પેખી શકે છે.

વર્ગોની વહેંચણ કરવાનું કાર્ય તે વખતના માજીસ્ટ્રેટોના સ્વભાવમાં બની રહેલ અકસ્માતોને જ આધીન હોઇ, આ લેખક પણ અગીઆર મહિનાને માટે એ મહિમાવંત અસ્પૃશ્યો માંહેલો એક જ હતો. છતાં એનું પ્રથમ સદ્ભાગ્ય એ હતું કે ફાંસીખાનું તથા ફાંસી–તુરંગ બેઉ એનાં પાડોશીઓ હતાં. બીજું સદ્ભાગ્ય એને જેલરની ઓફીસમાં મળેલું કારકુનનું કામ હતું. જેલ–ઓફીસની બારી સાથે એને રોજીંદો સમાગમ હતો. 'બારી'એ જે કંઇ બબડયા કર્યું તે એણે સંઘરી રાખ્યું હતું. આજ એને શબ્દોમાં મૂકી શકાય છે.

ટોપી, ધોળી-ટોપી, પીળી ટોપી : ટોપી ! ટોપી ! ટોપી ! તેની પાછળ ડંડા મારતી પીળી પગડી : તેની પાછળ ખાખી વેશવાળો ચાબુકદાર ચોકીદાર : ચોકીદારનાં ચકચકતાં ચગદાં ઉપર પણ તાળું અને ચાવી કોતરેલાં ! જો, માનવ–પશુઓનાં ટોળાં ચાલ્યાં જાય. બેડીઓના ઝંકાર બોલે છે. ચાવીઓ અને તાળાં ચીં ચીં કરે છે. જૂની વાર્તાઓ માંહેલી કોઇ નજીવા નગરીમાં ઢુંઢા રાક્ષસને રાજદરબારે જાણે નાટારંભ થાય છે.

જાવા દો બેટાઓને. બપોરે તો હું આંહી મારા ખોળામાં એમાંના કૈકને પોસ આંસુડે રોવરાવીશ. ભલે જાય, ભલે છુપી બીડીઓ પીવે; પગે બાંધીને છુપી બીડીઓ છોને જેલની અંદર લઇ આવે ! હું ડાકિની છતાં સ્ત્રીજાત હોવાથી ન બોલી શકું તેવી ગલીચ ચાલાકી કરીને ભલે તમાકુ, ગાંજો ને અફીણ એની ખુરાકોમાં ચોરી લાવે. મારો વારો તો બપોરે છે ને !

બપોર તપતા આવે છે. મારી ભૂખંતરસની જ્વાલા વધતી જાય છે. મારૂં જઠર 'આંસુ ! આંસુ ! અને 'નિઃશ્વાસ ! નિઃશ્વાસ !' ના ભોજન માટે પોકાર કરી રહ્યું છે. એ ડંડાખાન ! એ પીળી પગડીવાળા દીનમહમદ ! હવે તો મુલાકાતવાળાઓને તેડી લાવ ! જો એનાં ત્રણ ત્રણ મહિને આવેલાં સગાંઓ બહાર તાપમાં ટળવળે છે. તું તો ખૂની છે, બુઢ્ઢો છે, તો યે રહમદિલ છે. તારે તો ત્રણ વર્ષ પછી છુટીને શાદી કરવી છે ને !

'હાં સા'બ ! શાદી ક્યોં ન કરેં ! જરૂર કરેંગે !'

વાહ ડંડાખાન, તો બોલાવી લે મુલાકાતવાળાઓને અને એની હુવાઓ ભેગી કર, ભાઇ ! હું કંઇ તારા ભલા સારૂ કહું છું કે દયા ખાતર કહું છું એમ ન માનતો. હું તો ચીસો પાડું છું કેમકે મારે તો મારૂં જઠર ભરવું છે. મારે આ ચોરડાકુઓના નિ:શ્વાસ, હાહાકાર અને હૈયાફાટ વિલાપની ઉજાણી માણવી છે.

ડાંગોવાળા બારૈયાઓ, ધીંગા ધીંગા ધારાળાઓ, લુંગી પંહેરેલા મુસલમાનો, સુરમે ભરી કાળી આંખો અને વાંકડિયાં ઓડિયાંવાળા પઠાણો: આ કોઇ નવાં ઓઢણાં પહેરીને આવેલી નવયૌવનાઓ, અને લીરા લીરા થઇ ગએલ સાડલામાં અંગની એબ ઢાંકીને ઉભેલી બચ્ચરવાળ ઓરતો: આ મેલાંઘેલાં છોકરાં અને નવી આંગડી પહેરીને બાપુને મળવા આવેલી કોઇક છોકરીઓ: હા–હા–હા–હા ! કેવાં એ બધાં મારી સામે મેંઢાં બનીને ઉભાં છે! આ શેરબહાદુરો ટીકીટીકીને મને જોઇ રહેલ છે. દિલમાં થાય છે કે એ તમામને ટગવવા હું થોડીવાર મારાં બારણાં બંધ કરી દઉં. પછી એ સહુની આજીજીઓ ને ચીસોમાંથી ઉઠતું મીઠું સંગીત સાંભળું: પણ ત્યાં તો—

આવો કસળાજી બારૈયા ! આવો રૂપસંગ ભીલ ! આવો આવો મીંયા જમાલુદ્દીન ! આવો ઠાકરડા ગેમાજી !

ચાર પાંચ કેદીઓને લઇને ડંડાખાન આવી પહોંચ્યા. તમે પાંચે જણા અહીં મારી પાસે જ ઉભા રહો. નહિ નહિ, મારી બાજુમાં બીજી બારી છે ત્યાં નહિ જવાય, ત્યાં કેમ દોડ્યા જાઓ છો ગમારો ? ઓ મુકાદમ ! મારો

મારો એને બે ચાર તમાચા, અને પાછા મારી પાસે ધકેલો. સાન નથી એ જંગલીઓને કે એ બારીના સળીઆ આડી મારા જેવી તારની જાળી કયાં ગુંથેલી છે! પણ હું તમારી લુચ્ચાઇ સમજું છું. તમારે તો એ બારીના નર્યા સળીઆમાંથી સગાંવહાલાંનાં મ્હોં ચોકખેચોકખાં જોવાં છે ખરૂં કે? મારી જાળીમાંથી તમને એકબીજાનાં શરીરો ટુકડા-ટુકડા દેખાય છે તે નહિ ગમતું હોય! તો ગુન્હો કર્યો શીદ? ગુન્હો નથી કર્યો તો પૂરા સાક્ષીપુરાવાથી બચાવ કાં ન કર્યો? બિચારા મેજીસ્ટ્રેટની તથા પોલીસની બચ્ચરવાળ સ્થિતિનો વિચાર ન કર્યો? શા સારૂં તમે સીધે-સીધી જુબાની આપી દીધી વારૂ?

માટે ચુપ બનીને અહીં ઉભા રહો. એ મુકાદમ! પેલો પાંચમો ગેલીઓ આવ્યો તેને પણ આ ચારની વચ્ચે ઠાંસી દે. સમાતા નથી કે? તો પછી શા સારૂ એનાં શરીરો એટલાં બધાં જાડાં રાખેલાં છે? રસોડામાંથી તેલ હમણાં કેમ ઓછું ચોરાય છે? ભાજી પાંદડામાં શકરીઆનાં કોઇ કોઇ બટકાં પણ શા સારૂ રહેવા દો છો?

હાં, કરો હવે વાર્તાલાપ. તમારી મુલાકાતો શરૂ થઇ ગંઇ. તમારી પાંચની સામે પચીસ જણાં મુલાકાતીયાં ઉભાં છે. તમારી અને એની મળી ત્રીસ જીભો બની. વાહ વાહ! ચીડિયાખાનામાં જાણે ચીંકાર ચાલુ થયા. બોલો બોલો, જે પૂછવું હોય તે પાંચ મીનીટમાં પૂછી લ્યો..જવાબ પકડવાની પરવા ન કરો. સામાં પચીસ જણાં જવાબ આપે તેમાં મારો શો ગુન્હો?

ક્ષુધાતૂર જીભો જાણે ખાઉં ખાઉં કરતી હોય તે રીતે ચિત્કાર કરે છે. મઝા આવે છે. કોઇ કોઇનું કાન પડ્યું સંભળાય જ નહિ. એ તમામ ચિંકારોમાંથી એક નવી ભાષા સર્જાય છે. ફુલઝરમાંથી ઝરતા રંગો સમાન એ શબ્દો :

"મારા બરધીઆ શું કરે છે? એ કાકા, મારા બરધીઆને બરાબર ચારજો હો કે! હું છ મહિને બહાર આવીને ખેતરડાં ખેડી નાખીશ. હું તૂટી મરીને પણ તમારાં નાણાં ભરી દઇશ. પણ મારા બરધીઆને ચાર નીરજો હો! એને ભૂખ્યા રહેવા દેશો મા!"

આહાહા! એટલું કહેતાં તો ગેમો બારૈયો રડી પડે છે.

ઓ મુકાદમ! નજર રાખ. આ કેદી મુલાકાત કરવા આવ્યો છે કે રડવા? માર ડંડો ને કાઢ પાછો.

પગે લાગે છે? આજીજી કરે છે? 'ભઇશાબ, હવે નહિ રહું.' એમ કહે છે? છો ઉભો.

સામેથી સગાંવહાલાં જવાબ વાળે છે કે "તું હેમત રાખ્ય! હેમત રાખ્ય! મરદ છો કે બૈરૂં! હું બ'ાર જીવતો બેઠો છું તાં લગી તારા બરધીઆને શો વાંધો છે! હેમત રાખીને સજા ભોગવી કાઢ્ય ભુંડા!"

ઘુમટો કાઢીને પેલી રૂપસંગ ભીલની બૈરી ઉભી છે. એકબીજાને નિરખે છે. અરે ડાધો રૂપસંગ ભીલ પણ રડી પડે છે! શાબાસ, મારા પત્થરો રૂપસંગ ભીલને આંસુડે ભીના થયા, એ મારો વિજય કંઇ જેવો તેવો છે? સાવઝ

સરખો રૂપસંગ ચોધાર આંસુડે પેલી ઘુમટાવાળીને કરગરે છે કે "અરે ભુંડી, ત્રણ ત્રણ મહિનાની મુલાકાતમાં પણ તું ન આવે ? મોઢું ય ન બતાવે ? મારાં છોકરાંની ખબર ન આપે ?"

"શું કરૂં ?" ઘુમટાવાળી રડતી રડતી કહે છે : "રેલ-ભાડાનાં નાણાં નૂતાં તે મેં મારાં કડલાં મેલીને ભાડું જોગવ્યું. અને દીકરી તો પંદર દિ પેલાં માતામાં ગુજરી જઇ—"

–અને રૂપસંગની આંખોએ ઝરા વહેતા મૂકયા.

મુકાદમ ! ઓ મુકાદમ ! આ રડે છે, મુલાકાતમાં રડે છે. લગાવ એને ધોકલા. એની બૈરી દેખે તેમ લગાવ. જોજો મોટો મૂછાળો થયો છે અને રડે છે ! મારો એને. પાછો કાઢી મૂકો.

બારણાં સુધી જઇને વળી એ કેમ ઉભો રહે છે ? ત્યાં દૂરથી બીજી બારી સોંસરવી નજર માંડીને કેમ એ એની બૈરીને જોઇ લે છે ? એની મુલાકાત પૂરી થયા પછી એનાથી આવું તારામૈત્રક થંઇ શકે કે ? કાયદો શા માટે શિથિલ કરી મૂકો છો મુકાદમ ? આ તે જેલ છે કે બૈરી સાથે પ્રેમની નજર ખેલવવાનું ભીલડાંનું ખેતર છે ? દીકરી મરી ગઇ તેમાં આંહી શાનો રડવા બેઠો ? બહાર નીકળ તે દા'ડે પોક મૂકીમૂકીને દીચરીને સંભારજે ને !

શા સારૂ આવી મુલાકાતો જ થવા દેવી ? હવે ચાર દિવસ સુધી રૂપસંગ ભીલડો સરખું કામ નહિ કરી શકે. તમે મારી મારીને એને કેટલો મારશો ?

સાંજના ઓળા ઉતરે છે. પચીસ જણાની આવી મુલાકાતો પતી જાય છે. કેદીઓની ચોપડીઓમાં 'ત્રિમાસિક 'મુલાકાત આપી' તેવી છાપ છપાઇને જેલરની સહી થઇ જાય છે. રાત્રિના અંધારામાં હું એકલી પડીને એ ચોપડીઓ સામે તાકું છું. પવનને બોલાવીને એ ચોપડીઓનાં પાનાં ઉરાડાવી મશ્કરી કરાવું છું. એટલાં બધાં એ ચોપડીનાં ખાનાંની અંદર ખરાં ખાનાં તો આંકેલાં જ નથી ના? આંસુનાં ટીપાંની સંખ્યા મૂકવાનું ખાનું કયાં? રૂપસંગની દીચરી મરી ગઇ તેનું ખાનું કયાં? મુલાકાત કરતાં કરતાં રખે રડી પડશું તો પાછળથી ધોકા લાગશે એવી બ્હીકે ગેમાએ કેટલી વાર પછવાડે જોયા કર્યું તેની નોંધ કયાં? જમાલુદ્દીન મીંયાના દિલના ધબકારા કેટલા ગણા વધી ગયા હતા તેની તો નોંધણી જ નહિ ને?

અંધારે બેઠી બેઠી હું એ આંસુઓને મારા ખોળામાંથી વીણી વીણીને ગણું છું. અંધારે એ ટીપાં સરોવરની માછલીઓ જેવાં ચોકખાં ચળકે છે. એ અક્કેક ટીપામાં જૂદા જૂદા આકારો દેખાય છે. કોઇમાં બરધીયા: કોઇમાં ખેતર: કોઇમાં બાંચીકે રમતી નાની દીચરી: કોઇમાં વળી સુવેલી પુત્રીનું મુડદું: કોઇમાં કલાબો લેવા ઘેરે આવી ઉભેલો વિકરાળ સંધી, તો કોઇમાં વળી જમી કરતા સિપાહી દાદા: નદીકાંઠે નાનાં ગામડાં, ગારાનાં ભૂખરાં ખોરડાં, ખોરડામાં પડેલી સુવાવડી બાયડી: એવા તો અપરંપાર આકારો.

આંસુના પ્રત્યેક બિંદુને હું નિહાળી નિહાળીને જોઉં છું. એ તો મારી રોજની કમાણીનાં રત્નો છે. દિવસવેળા

એ ધગધગતા છાંટા પડતાં મારા ખોળાનો ચૂનો પણ ખદખદી જાય છે, છતાં હું ધીરજ ધરીને સહી સહી સંઘરૂં છું. પછી એ થીજેલાં ટીપાંની અંદર આખી રાત આવી રીતના આકારો પ્રગટતા જોવાની લહેર આવે છે. મારી એ કમાણી જોઇ જોઇ હું છાનીમાની ફુલાઉં છું. ચાલતું હોત તો એ ટીપાંનો હાર પરોવીને મારે સળીએ સળીએ શોભા બાંધત. પણ પચાસ વર્ષોથી એકઠાં થતાં એ આભરણોને હું ક્યાં સમાવત ? જોઇને કેટલાય લોકો ઇર્ષ્યાથી ફાટી પડત. પેલો ફાંસી દેનારો કસાઇ કેદી જો જોઇ જાત તો ચોરી કરીને ઉઠાવી જાત. રાતભર મારો ખજાનો નિરખી નિરખીને પ્રભાતે પાછું જાણે કશું જ બન્યું નથી–મારી કને ગુપ્ત કશી સંપત્તિ જ નથી, એવી ચાલાકી કરીને હું ડાહી ડમરી ઉભી રહું છું.

ફરી પાછી ફિક્કી આંખોવાળા કારકૂનોના મ્હોંમાંથી પાનની પિચકારીઓ મારી જાળી પર છંટાવી શરૂ થાય છે; ને હું થરથરી ઉઠી પુકારૂં છું કે શા સારૂ મને અબળાને સંતાપો છો ? હું જેલની બારી એટલે શું મને હીન, અકુલિન માની લીધી ? નીચા કુ ની બધીને જ શું તમે ભ્રષ્ટ સમજો છો ? તમારી જુવાનીમાં તે હવે એવું શું બળ્યું છે કે તમે પાનબીડાં ચાવો છો ને પિચકારીઓ છાંટો છો ?



## ૨. વાલીયાની દીચરી

હાથ પછવાડે રાખો! મુલાકાત કરવા આવનારા કેદીઓ, તમે જો તમારા હાથ પછવાડે નહિ રાખો તો તમારી હાલત વાલીઆ કોળીના જેવી બનવાની.

વાલીઆની વહુ હમણાં જ મુલાકાતે આવીને ગઇ. હોંશે હોંશે એ નાની દીકરીને સાથે તેડી લાવી હતી. વાલીઆ કોળીની દીકરી, ચોરની દીકરી, એને ચતુરાઇ તો ક્યાંથી હોય? ગંદા ઉઘાડા પગ હતા: એક ફાટેલું કેડિયું પહેરાવ્યું હતું: પણ માથા ઉપર એ ગુલાબી રંગની સોનાસળીનો કટકો ક્યાંથી ઓઢાડેલો હશે? મને તો જોતાં જ લાગ્યું કે જાણે કોઇ ઝાંપડાએ સ્મશાનમાંથી ઉઠાવી લીધેલો એ નવો નકોર ટુકડો વાલીઆની વહુએ વેચાતો લઇ લીધો હશે.

ઉંદરીયાળા, ગૂમડે સડી પડેલા માથામાં એક તો વાળ વિનાનો મુંડો અને તે ઉપર ઓઢાડેલી ગુલાબી સોનાસળી! આંખોમાં ચીપડા: નાકમાં લીંટ: વણ ન્હાયા શરીર પર વળી ગએલી છારી: ગંધાતું મોઢું: વાહ, શાં રૂપ વાલીઆ કોળીની છોકરીનાં! મા જરા ઠીંગણી ખરી ને, એટલે મારા સુધી છોકરી પહોંચે નહિ; છોકરી એના બાપને જોવા સારૂ

તલખે, એટલે માએ એને બે હાથે તેડી ઉંચી કરેલી. છોકરી મારી આરપાર ઓફીસમાં નજર કરતી હતી. હેં મા, બાપો આંહી રહે છે? આ ઘર મારા બાપાનું હેં માડી? અહા! આંહી તો ખુરશીઓ છે, કબાટ છે, ચુનાની ધોળી ભીંતો છે. બાપો આવા રૂપાળા ઘરમાં રે'છે હેં માડી? આવું આવું એ મનમાં ને મનમાં બોલતી હતી. તમને કોઇને એ ન સંભળાય; હું સાંભળતી હતી.

ત્યાં તો વાલીઓ કોળી આવી પહોંચ્યો. આજ મારા ઉપર પાંચ પાંચની ભીડાભીડ નહોતી. વાલીઆને જોતાં જ પેલી ગંદી ગોબરી અને કદરૂપી છોકરી "મા! બાપો!" "માડી! બાપો!" કરતી મારા સળીઆને બાઝી પડી. એની આંગળીનાં ચાર પાંચ ટેરવાં મારી જાળીનાં છિદ્રોમાંથી અંદર ડોકાયાં. મને મનમાં હતું કે આંગળીઓને કરડી જાઉં. પણ તમે માનશો? મારા લોઢાના સળીઆ જાણે ઉલટાના ઓગળી જઇ ટપકી પડશે એવું મને લાગ્યું. એમાં પણ વધુ ભય તો મને ત્યારે લાગ્યો, જ્યારે વાલીઆએ પીઠ પછવાડે હાથ રાખવાનો કાયદો વિસરી જઇને એ છોકરીનાં ટેરવાંને લગરીક પોતાના હાથ અડકાડ્યા.

હાય હાય! હું ખરૂં કહું છું કે એ બાપ-દીકરીનાં આંગળાના સ્પર્શે મને હતી નહતી કરી નાખી હોત. મારા લોઢાંને તો એ સ્પર્શમાંથી કોઇ અસહ્ય મમતાનો પ્રવાહ ઝરતો લાગ્યો. પણ એ કાયદા વિરૂદ્ધનું કર્તૂક મુકાદમે બહુ વખતસર દીઠું. અને પછી તો— હિ! હિ! હિ! હિ! હિ!— હું હસવું ખાળી શકતી નથી, વાહ! કેવા જોરથી મુકાદમે વાલીઆના માથા પર અડબોત લગાવી! અને કેવા ફફડ

શબ્દો કહ્યાઃ "સા—લ્લા ! તું આંહી પણ તારી ચાલાકી નથી છોડતો ! તારા બાપનું ઘર છે આંહી, તે છોકરીની આંગળીઓ પંપાળવા મંડી પડયો ! એટલું બધું હેત ઉભરાઇ જાય છે ત્યારે ચોરી શા સારૂ કરી ! ચાલ ! પીછે હાથ ! દૂર ખડો રહે !"

માથા પરથી પડી ગએલી ટોપી ઉપાડીને પગે લાગતો વાલીઓ કંઇ સમજ્યો જ નહિ કે એણે પોતે કેવો ગંભીર નિયમભંગ કર્યો હતો. એ મારાથી એક હાથ દૂર ઉભો રહ્યો. શું થયું તે કશું જ સમજ્યા વગર બહાર ઉભેલાં મા અને દીકરી પણ સ્તબ્ધ બની ગયાં. મારી બન્ને બાજુ, અંદર તેમ જ બહાર, ફક્કડ હસાહસ ચાલી. બધા જ આ તમાશો દેખીને રાજી થયા. વાલીઓ તો એટલો બધો હેબતાઇ ગયો કે મુલાકાતની મિનિટો ચાલી જતી હતી છતાં બાયડીની સાથે એક બોલ પણ ન બોલી શકયો. કશુંક કહેવું હતું તે તમામ ભૂલી ગયો. હાથ પછવાડે રાખવાની સાથોસાથ જીભ પણ મ્હોંમાં રહી ગઇ. વાલીઓ બાઘા જેવો બની ગયો.

"માડી, આપો ! માડી, આપો !" એમ કહેતી એ ગોબરી છોકરી માના હાથમાંથી મારા સળીઆને બાઝવા તરફડતી હતી. મા એને ઝકડી રાખતી હતી. ત્યાં તો 'ચલે જાવ ! ચલે જાવ ! લે જાવ ! મુલાકાત હો ગઇ !' એવો મુકાદમનો હુકમ થયો. પણ વાલીઆએ બીજી ભૂલ કરી. પાછે પગલે મારી પાસેથી ખસતાં ખસતાં એણે છોકરીને, જીભ વતી ડચકારા—ગોવાળ બકરાંને જેવા ડચકારા કરે, તેવા ડચકારા સંભળાવ્યા. અને ફરી વાર પાછી મુકાદમની થપ્પડ ખાધી.

અરે વાલીઆ ! હું પૂછું છું કે તને આવી ગોબરી કદરૂપી છોકરી ઉપર શા સારૂ આટલું બધું વ્હાલ ઉભરાયું ? તારી દીકરીનું મ્હોં ક્યાં ગુલાબના ગોટા જેવું હતું ? ક્યાં એના માથા ઉપર સેંથો પાડીને ઓળેલા 'બૉબ્ડ' વાળ હતા ? ક્યાં એણે આસમાની રંગનું ફ્રાક અને લીલાં મોજાં પહેર્યાં હતાં ? એ ક્યાં કાલુંકાલું મીઠું બોલતી હતી ! હું તો અજબ થઇ રહી છું કે તમારા જેવા ભયંકર ગુન્હેગારોનાં હૈયામાં પણ આટલી બધી કુમાશ ક્યાંથી ? ગેમાજી બારૈયો એના બરધીઆને સંભારીને રડયો, રૂપસંગ ભીલડો એની કાણુડી વહુને દેખીને પીગળી ગયો, તું વાલીઓ ઉઠીને આજ ગંધાતી છોકરીની મેલી આંગળીઓની માયામાં ફસાયો : એ તે શું કહેવાય ? તમને ય શું સંસારી સ્નેહ આટલા બધા વળગ્યા છે ? તમને ઘરબાર અને ખેતર ઢાંઢા સાથે કેમ આટલી ગાઢ મમતા બંધાઇ છે ? તમારી વિકરાળતા શું બહારની જ છે ? પ્રેમ નામની પોચી માટી શું તમારા પાષાણી સીનાની પછવાડે પણ પડી છે ? ત્યારે તો તમે સાચા ઘાતકી નહિ, જૂઠા ! જૂઠા ! જૂઠા ! ક્રૂરતાનો તો તમે દેખાવ જ કરો છો. તમારી કાળાશ છેતરામણી છે.

એ બધું મારા જેવું જ. કોઇને કહેશો નહિ હો !–હું પણ એટલી જ પોચી છું. હું જેલની બારી હોવાથી જુઠે-જુઠો દમ રાખું છું. નિર્દયતાનો દમામ બતાવીને હું અંદરથી મારી કુણપને કચરવા મથું છું. મનમાં માનું છું કે રોજે-રોજ આવા હૃદયવિદારણ દેખાવો દેખીદેખીને હું નિષ્ઠુર બની જઇશ, આ મુકાદમોની માફક ! પણ અરેરે ! મુકાદમો તો માનવી છે.-માનવીઓ તો જેવી ધારણા રાખે તેવાં બની

શકે છે. પણ અમે લોહ–પત્થરનાં પ્રાણીઓ ખરે ટાણે ટક્કર ઝીલી શકતાં નથી. અમારાં હૈયાં ભાંગી પડે છે. આજ વાલીઆ કોળીની અને એની ગંધાતી પુત્રીની આંગળીઓ અડકી હતી ત્યારે તેમાં જાણે કોઇ જુગજુગનાં વિજોગી પિતા –બાલકની મિલન–જ્વાલ સળગી ઉઠી હતી. મારા સળીઆ એ અંગારની ભઠ્ઠીમાં પ્રવાહી બનીને રેલાઇ જાત. સારૂં થયું કે મુકાદમની દૃષ્ટિ વખતસર પડી.

હજુ મને એક મોટો ભય છે. વાલીયો મારા ખોળામાં રડી ન પડયો એ વાત સારી ન કહેવાય. આંસુડાં દડયાં હોત તો મારી મૂડી વધત અને એનું હૈયું ખળખળી હળવું બની જાત. એ ન બન્યું, એટલે હવે વાલીઆને રાતે સ્વપનાં દેખાશે. એ ઉઠી ઉઠીને આખી રાત જાણે મુલાકાત આવી હોય તેમ ખુરાકની અંદર દોડશે, અને ચીસેચીસ પાડશે. મુકાદમોને દોડાદોડ થઇ પડશે. ઠંડીમાં સૂતેલા વોર્ડરોને એવે ટાણે ત્યાં જઇ ચાબુક ચલાવવો પડશે. કેટલી બધી તરખડ!

❧

## ૩. હરખો ઢેડો

**જલદી બોલાવો,** હરખા ઢેડાને તાકીદથી તેડી લાવો, એની વહુ મુલાકાતે આવી છે. ત્રણ મહિનાથી હરખો ઢેડો ઝૂરે છે, એ પાગલ બની જશે.

આ હરખો આવ્યો. જાણે પાંચ ગાઉની દોડ કરતો આવી પહોંચ્યો હોય તેટલા બધા થડકારા એની છાતીમાં ચાલી રહ્યા છે. એ ફાંકડા જુવાનના માથા પર ફક્ત પીળી જ ટોપી હતી એમ ન માનશો. ટોપી અરધી કાળી હતી ને વળી અરધી પીળી હતી. હરખા ઢેડાની આ બીજી વારની જાત્રા હતી એટલે કાળો રંગ; અને અને દસ વરસની સજા હતી તેનો પીળો રંગ.

પણ હરખાને દસ વરસની શી પરવા હતી! એને તો છેલ્લા ત્રણ મહિના જ જન્મટીપ જેવા દોહ્યલા ગયા હતા. કેમકે એની ઓરતે કોઈ બીજાનું ઘર માંડયાની વાત એણે સાંભળી હતી. સારી આરપાર જ્યારે એ બેઉ જણાંની આંખો મળી ત્યારે જાણે કે એ ચારે આંખો વચ્ચે ધ્યાર શોષવાની નળીઓ ન સંધાઈ ગઈ હોય, તેમ ધોધેધોધ અશ્રુધારા વહેતી હતી. અને હરખો વલવલતે

કંઠે કહી રહ્યો હતો કે "અરેરે! તેં મને ખબર પણ ન લખ્યા? તું મને પૂછવા પણ ન રોકાઈ? તું મને જીવતો મેલીને બીજાને ગઈ?"

સામેથી હરખાની જુવાન માશૂક જવાબ આપી રહી છે: "હું શું કરૂં? દસ વરસનો ગાળો હું ત્રણ છોકરાંને લઈને કેવી રીતે વટાવું? પેટગુજારો કરવાની કોઈ દશ્ય સૂઝતી નહોતી તેથી જ હું પારકાને ઓથે ગઈ છું. પણ તું નીકળીશ કે તરત જ હું પાછી તારી થઈ જઈશ. તું મુંઝા મા!"

"હેં! સાચેસાચ તું મારી થઈશ?" હરખા ઢેડાની ત્રણ મહિનાની માંદગી એક પલકમાં ચાલી ગઈ. એના મ્હોં ઉપર લાલચટક લોહી ચડી આવ્યું. "તું મારી થઈશ?"

"હા. હા. મનથી તો હું તારી જ છું ને તારી જ રહીશ."

હજુ તો હરખાની દસ વરસની ટીપમાંથી નવ જ માસ વીત્યા હતા. સવા નવ વર્ષોનો એક મોટો જુગ બાકી હતો, પણ એ સવા નવ વર્ષો એની વહુના મ્હોંની એક જ ફુંકથી કોઈ ફોતરાંની પેઠે ક્યાંય ઉડી ગયાં. સવા નવ વર્ષોની જીવતી કબરમાં દટાયલો હરખો 'હું તારી જ રહીશ!' એ વફાઈના વેણ ઉપર થનગની ઉઠયો. સમયનું લંબાણ એને મન મિથ્યા બની ગયું. મહાસાગર ઉપર જાણે કે એક દોટ કાઢીને સામે પાર પહોંચી જવાય તેવો સેતુ બંધાઈ ગયો.

"તું મારી જ રહીશ?"

"હા તારી જ છું ને તારી જ રહીશ."

બસ, હરખાને બીજી શી ચિંતા હતી? ધાવણું બાળ માતાને ધાવીને મોટું થાય, તેમ હરખો પણ પ્યારની આસ્થાને પોષણે સવા નવ વર્ષો કાપશે. એને કલ્પના પણ ન રહી કે સવા નવ વર્ષોમાં તો બિમારી આવશે, કે મોતનું બિછાનું પથરાશે. દરમિયાન પેટગુજારાને કારણે પારકી બનેલી પ્રિયા ફરી કદાચ મળવા પણ નહિ આવી શકે. કાંઇ ચિંતા નહિ. હરખો ઢેડો કેદીઓનાં પાયખાનાં સાફ કર્યા જ કરશે, પેશાબની કુંડીઓ ઉલેચ્યા જ કરશે, મેલાંનાં કુંડાં પેટીમાં ઠલવ્યા જ કરશે. મેલાંની પેટી ઉપાડીને રોજ રોજ ખાડામાં દાટયા જ કરશે. કુંડાને તથા કુંડીને ફીનાઇલનાં પોતાં ફેરવ્યા જ કરશે. સવાર સાંજ રોટલા દાળ મળશે તે સંડાસોની પછવાડે બેસીને ખાઇ લેશે, એ કોઇને ફર્યાદ નહિ કરે કે હું કોળી છું છતાં મને ઢેડાનું કામ કાં સોંપો? કામ સોંપ્યું તો સોંપ્યું પણ મને પંગતમાંથી જુદો કાં તારવો? મને તારવ્યો તે ય ઠીક, પણ 'ઢેડા!' કહી કાં બોલાવો? મને 'હરખો' જ કહોને?

ના, ના, હરખાને એ વાતની પરવા હવે નથી રહી.

પ્રથમ જ્યારે બૈરીએ પૂછ્યું કે "તને શીનું કામ કરાવે છે?" ત્યારે હરખો ઝંખવાણો પડી ગયો હતો. એણે નીચું જોઇને જવાબ આપ્યો હતો કે "મેલું સાફ કરવાનું." પણ ઘેરદાર ઘાઘરાવાળી હરખાની પ્રિયા જરીકે સૂગાઇ નહોતી. એણે કહ્યું હતું કે "કાંઇ ફકર નહિ. તું તારે એ કામ કરજે. પણ તેં માળા પહેરી હતી તેનું કેમ?"

હરખાએ કહ્યું : "એ તો મેં આ કામ મને સોંપાયું તે જ દા'ડે બીજા કેહીને આપી દીધી છે. તું શું મને એવો અબુધ જાણૂછ કે હું તળશીના પારાની માળા પે'રીને મેલું ઉપાડું !"

"ના રે ના ! તું એવો અબુધ નો'ય રે નો'ય. હું તને ઓળખું છું."

આ બન્ને જણાં આમ ક્યાં સુધી વાતો કરશે ? હું જેલ–ઓફીસની નિષ્ઠુર નિષ્પ્રાણ બારી આવા પ્યારના શ્વાસો-શ્વાસ ક્યાં સુધી સહન કરીશ ? મને ૭૫–૧૦૦ વર્ષ થઇ ગયાં, બુઢાપો આવ્યો, છતાં મારે કેવી કેવી ગુફ્તેગુઓને કાનમાં ઝીલવી પડે છે ! જેલની બીજી બધી બારીઓ સુખી છે, ભાગ્યશાળી છે, કે એને રોજેરોજ તો શું, કદી ય આવા સુંવાળા ભાવઉછાળાના સમાઘાતો સહન કરવા પડતા નથી. મારે તો હમેશાં ને હમેશાં રીબાવું જ રહ્યું. હું કહું છું કે મારે હૈયું નથી, હું નિષ્ઠુર છું; પણ આ બધાં મુલાકાતીઆં પ્રેમીજનો નાહક મને દુવાઓ દઇ રહ્યાં છે. મને એ પોતાનાં દિલ ખોલવાનું એકનું એક ઠેકાણું સમજે છે. મારે ખોળે એ અંતરની યાતનાઓ ને ગુપ્ત વેદનાઓ ઠાલવે છે. મને પોતાની રહસ્ય–સખી સમજે છે. આ બધો જશ મારે નથી જોઇતો. ઓ મુકાદમ ! હવે આ હરખા–હરખીનાં ટાયલાં બંધ કરાવને બાપુ !

પણ આજ તો મુકાદમ મીની જેવો બન્યો છે. આજે તો જેલર આવી ગયા છે. મારા જેવડો જ જઇફ જેલર : પણ એ શાનો આ હરખાહરખીને અટકાવે ? એ કાંઇ

ઓછો રસિકડો છે! કોઇ જુવાન જોડલું જોયું એટલે બસ ચાહે ત્યાં સુધી વાર્તાલાપ ચલાવવાની છુટ! જુવાન જોડલાને જોતાં જ એને પોતાની જુવાની યાદ આવે છે. ને એ દરેક જુવાનીઆંની મુલાકાત દ્વારા પોતાના યૌવન–સુખની મધુરી ઘડીઓ જીવી કાઢે છે. અરેરે! કેદીઓ ચે આવા કોમળ, અને ત્રીસ વરસનો અનુભવી જેલર પણ આખરે તો આવું કબૂતર જેવું કલેજું રાખીને બેઠો છે, ત્યાં મારૂં એકલીનું શું ચાલે? આંહી જો આટલા આટલા પ્રયત્નો થયા પછી પણ માનવતા આમ જીવતી રહેતી હોય, તો પછી આ કારાગૃહોનું શું કામ છે?



## ૪. ઉપદેશક દાદા

પેલા બુઢ્ઢા શહેરીઓ આંહી દર રવિવારે કેદીઓ પાસે ભાષણ કરવા આવે છે. કેદીઓને કામકાજના બદલામાં મહિને પાયલી બેઆની મળે છે તે ખરચાવીને આ બુઢ્ઢાજી ભગવદ્‌ગીતા ખરીદાવે છે. એ બાપડા રાજના નીમેલા માણસ અને વળી વયોવૃદ્ધ, એટલે એને કેદીઓ અદબ રાખીને સાંભળે છે. ના સાંભળે તો જાય કયાં? ધોકા ખાવા પડે, ખબર છે?

બુઢ્ઢાજી એક કલાકનો બોધ આપીને ઘેર જાય છે ત્યારે પોતે સમજે છે કે ગંભીર મોઢાં રાખીને દયામણા થઈ ઉભેલા ગુન્હેગારો સ્વર્ગના વિમાનમાં ચડી જવા જેટલા પુનિત બની ગયા! ઓ બુઢ્ઢાજી, તમે ભથ્થાના પાંચ રૂપીઆ ગજવામાં મૂકયા એ જ સાચી સિદ્ધિ છે હો! બાકી બધું તો મૃગજળ છે. તમારા સદ્‌બોધનાં પુણ્યનીર તે લોકોનાં કલેજાં સુધી ટપકી શકે તે પહેલાં તો પત્થરોના થરોના થરો ભેદાવા જોઇશે.

ને એ શું તમે ભેદી શકવાના હતા? પાંચ રૂપીઆનો તમારા કનેથી વેચાતો લીધેલો સદ્દુપદેશ જો તેઓને સુધારી

નાખતો હોત તો જેલો જલદી બંધ કરવી પડત, ને એ બુઢ્ઢાજી રે! તેઓ એટલા બધા ગમાર છે કે તમારા ઉપદેશનાં અમૃત કરતાં ક્ષુદ્ર બે તોલા મીઠા તેલવાળા શાકની તેઓને વધુ લાલસા રહે છે. તેઓનાં તેલ મસાલા તો કંઇ તમારા ઉપદેશ જેવાં થોડાં છે? તમારા શ્રીમુખમાંથી સરતી સદ્બોધ–ધારા જેમ સીધેસીધી શ્રોતાઓના કાનનાં કાણાંમાં રેડાઇ જાય છે, તેમ એ તેલમસાલા પણ કોઠારમાંથી સીધાં તેઓના પેટમાં થોડાં પડે છે? વચ્ચે કેટલી કેટલી ક્રિયાઓ ચાલે છે!

તેલ અને મસાલા કોઠારમાંથી નીકળી, વીશીમાં જઇ, શાકદાળમાં પડે તે પહેલાં તો બીજી અનેક પેટા–નળીઓ એને પોતાના તરફ વાળી લે છે, અને કેદીઓના તસલામાં પહોંચે છે ત્યારે તો એ જળ–નિમગ્ન શ્યામસ્વરૂપ ભાજીમાં કોઇ કોઇ હીરા–કણીઓ જેવાં તેલ–બિંદુઓ તરતાં હોય છે, ને કોઇક કોઇક મરચાંની કણીઓ, નવયૌવનાઓનાં લલાટની ઝીણી કંકુ–ટીલડીઓ જેવી, ઝળક ઝળક થાતી હોય છે. પણ સુરખા કેદીજનો એકબીજી ઇંદ્રિયો વચ્ચે કૃત્રિમ ભેદો રાખી રહ્યા છે ખરા ને, એટલે તે બાપડાઓ પોતાની જીભની લોલૂપતાને આંખનાં દર્શને કરી સંતોષી શકતા નથી. તમારા પરમ બોધ–સુધાનું શ્રવણપાન કરતાં છતાં તે ગમારો ભાજીમાં ભળેલા ધુમાડાની દુર્ગંધને ભૂલી શકતા નથી. એ તમને વિનવે છે કે "અમને સારી ભાજી મળે તેવું કરી આપોને ભાઇસાહેબો!"

ઉપદેશક ધર્માત્માઓની પાસે સંસારી ગંધારી ભાજીની

તોળવા બેઠો છે? સ્વર્ગની સીડી બતાવવા જનારની પાસે પણ 'ખાઉં! ખાઉં!' કરવાની જ વાત? ભાજી ગંધારી હોય, દીવેલો અને લીંમડાના પાંદથી ભળેલી હોય, તો તેથી શું થઇ ગયું? શરીરમાં ગયા પછી શું એ ભાજી નથી ગંધાઇ જવાની? ભાજીમાં ધુમાડો બેસી જાય છે તો તેથી શું? સંસાર પોતે જ શું એક ધુમાડાનો સાચાવી થંભ નથી?

પણ ઓ ઉપદેશક સાહેબો! હું તો સમજું છું; રોજે-રોજ મારી સામે ટોળે વળતાં મુલાકાતીઆંની વાતો, અશ્રુ-ધારો, વેદનાઓ અને મુંઝવણો પરથી હું તો સમજું છું કે આમાંના ઘણાખરા હજુ તો 'ખાઉં! ખાઉં!'ની જ ક્ષુદ્ર દુનિયામાં સબડી રહેલ છે. રોટલો મેળવવાના જ આ તર-ફડાટો છે. અંગો નીચોવી નીચોવીને, હાડપીંજરો બની બનીને પણ એ જયારે રોટલો પામતાં નથી ત્યારે પછી આત્મા જેવા અમૂલખ હીરાને તેઓ વટાવે છે. ચોરી કરે છે. અરેરે; હાડકાંના માળખાને સારૂ, મળમૂત્રના કૂંપા જેવા આ શરી-રને સારૂ એ પાપીઆઓ આત્માને વેચે છે, ચોરી કરે છે, પારકાના ખેતરને શેઢે બળધીઆ ચારવા જાય છે, ટંટે ચડે છે, લાકડીઓ મારે છે, પછી આંહી આવે છે, કેમકે આંહી રોટલી મળે છે. ઉપદેશક બુદ્ધાજી! આપની પાસેથી એ લોકો આતમ-સુધારણાનું કામ મૂકાવી દઇ એની શાકભાજીની સુધારણાનું કામ લેવરાવવા માગે છે. શી વિવેકશુન્યતા!

આવા ભાજીભાજાંના લોલૂપોની પાસે આવવામાં આપની શી શોભા છે! નર્યા દેહનું જ દુઃખ વિચારવા ટેવાએલા આ પતિતો આપને સહુને પણ કાળાં કોટપાટલૂનવાળા અથવા સોનેરી પાઘડી દુપટ્ટાવાળા નર્યા દેહ રૂપે જ ઓળખે

છે. આપની વાચા વહે છે તે આત્મામાંથી નહિ પણ સવારના પહોરમાં ચહાનાસ્તો ચડાવીને ગાડીમાં બેસી આવેલા આપના દેહમાંથી જ વહે છે .વી ભ્રમણામાં પડીને, એ બધા ભૂખના માર્યા આપના ઉપર દાંત કચકચાવે છે. 'મારો સાલાઓને !' એવી છુપી છુપી વાતો કરે છે. આપ હમણાં આપની ભગવદ્ગીતા લઇને પાછા ચાલ્યા જાઓ. હમણાં થોડો વખત આવશો નહિ. અમારા ડંડાધારીઓ પાછા એ લોકોને ડંડાબેડી, ટાટ કપડાં, અંધારી ખોલી વગેરે દવાની ચાકુતીઓ આપીને દાળભાજીમાં બદબો સુંઘવાની તેઓની બિમારીને ઠેકાણે ન લાવે ત્યાં સુધી આપ આવું આત્માનું ઔષધ ઢોળવા નાહક અહીં આવશો નહિ.

ઉપડતે પગલે આપને સ્ટેશન તરફ ચાલી નીકળતા હું જોઉં છું અને પાછી હરખા ઢેડાની વાત યાદ કરૂં છું. એનાં વહુ તો ચાલી ગઇ છે, પણ હરખાના મુખ પર કેટલી અલૌકિક ઝલક મૂકતી ગઇ છે ! ત્રણ મહિનાથી હરખો ઢેડો આખો દિવસ ફક્ત લંગોટભર કમ્પાઉંડમાં આંટા મારતો, આંખો અંતરિક્ષમાં તાકતો, હોઠ ફફડાવતો કશુંક બબડ્યા કરતોઃ અને રાત્રિયે આખી રાત એની કોટડીના બારણાના સળીઆ ઝાલીને બેઠો રહેતો. કહેતો હતો કે "હવે મને નવ વરસ સુધી નીંદર નથી આવાનીઃ નવમે વર્ષે હું છુટીશ, શરીરે ભસ્મ લગાવીશ, છાતી ઉપર એક છુરો છુપાવીશ, અરધી રાતે પેલાને ઘેર પહોંચીશ–જેણે મારી ઓરતને રાખી લીધી છે, એની છાતી પર છુરો હુલાવીને મારી ઓરતને હું પાછી લઇ આવીશ."

કોઇએ કહેલું : "અરે હરખા ! તને ફાંસી મળશે."

"મળવા દો સા'બ ! આંહી કોને જીવવું છે ! હું જાણું છું કે સારૂ મોત આંહી જ માંડેલું છે. પણ મારી ઓરતને તો હું પાછી લાવવાનો જ."

આવો વિકરાળ, ઝનૂની, ઓરતને પોતાની સિલ્કત માનનાર હરખો 'હું તારી બનીને પાછી આવીશ' એ એક જ બોલથી બદલી ગયો. નવ વરસ પછી જે પાછી આવવાની છે, તે કેમ જાણે અત્યારથી જ પોતાની બાથમાં પૂરાઇ હોય, એવી સુખલહરીઓ એના અંતરમાં વાય છે. ઓ હરખા ! તું કેટલો કમઅક્કલ છે ! હિંદુ ભરથાર તો મરી ગયા પછી સાતમી નરકે બેઠો બેઠો પણ પોતાની, પૃથ્વી પર પડેલી સ્ત્રી પાસે સતીત્વ પળાવે છે, અંધારે ખૂણે એક વર્ષ પર્યંત એને બેસારી રાખે છે, પછી એના હાથનાં કંકણ ભંગાવે છે, માથાના કેશ છોલાવે છે, નાકની ચુંક ખેંચી કઢાવે છે, કપાળનાં કંકુ લૂછાવે છે, સેંથાનો હીંગળો ભૂંસાવે છે, ને મૃત્યુ પર્યંત પોતાના જ જાપ એ બાયડી પાસે જપાવે છે. એનાં સગાંવહાલાંને, દેવદેવલાંને, જ્ઞાતિજનોને, સહુને એ ભલામણ કરતો જાય છે કે ખબરદાર ! મારી પરણેલી બાયડીને એ ભૂખે મરતી હોય છતાં એનું પતિવ્રત છોડવા દેશો નહિ ! આવતે અવતાર પાછો હું એને પવિત્ર દેહે સ્વીકારી શકું તે સારૂ એનાં મસ્તક મુંડન અને ઇંદ્રિયદમન ચાલુ રખાવજો.

આવા હિન્દુ મૃતપતિને મુકાબલે તું કેટલો પામર અને ગમાર છે ઓ હરખા ઢેડા ! તું શું જોઇને સુખની છોળોમાં નાચી રહ્યો છે ! નવ વર્ષો પછીની વાતનો આટલો વિશ્વાસ

શે ! અને એટલા સમયાન્તરમાં તેં શું જોઇને એને બીજો સ્વામી કરવાની રજા દીધી ! પેટગુજારાને ખાતર દેહ ભ્રષ્ટ કરવાની પરવાનગી દીધી ! એ કરતાં દેહ પાડી નાખવો શું ભુંડો હતો ! તારી બાયડી મરી જાત, તારાં ત્રણ છોકરાંનું ટુંકું પતી જાત, પણ સરવાળે પેલી જુગજુગની જૂની, કવિઓએ કવેલી અને શાસ્ત્રોએ સ્તવેલી સતીત્વની ભાવના તો સજીવન રહેતને ? રામચંદ્રે પોતાની મહાસતી જાનકીને પણ આગ સોંસરવી કાઢ્યા વગર ક્યાં ઘરમાં ઘાલી હતી ? ને પછી કોઇ ધોબીની શંકા માત્રથી જ કેવી ભર્યે પેટે વનવાસમાં ધકેલી હતી ! એ રામચંદ્રથી યે શું તું વધુ ડાહ્યો !

પણ ઓ હરખા ઢેડા ! સમય બદલી ગયો છે. તું કેટલો હીન છે તેની તને ખબર છે ? જો, આ કેસરખાન પઠાણ જોયો ? આજે એની મુલાકાતનો દિન છે. એને પંદર વર્ષની ટીપ પડી છે. એણે ફક્ત એક વાણીઆના પેટમાં વિનયથી ને શાંતિથી છુરો બેસાડીને અંધારી રાતે પૈસા લીધા હતા, બીજું કશું જ નથી કર્યું. એ જબ્બર આબરૂદાર પુરુષ છે, છુપા અફીણ–ગાંજાની પેટીઓ ઉતારે છે. પણ આબરૂ જબ્બર હોવાથી કોની મગદૂર કે એ ખાનદાનને પકડે !

જો એની પરણેલી હિંદુ ઓરત : છે ને હૂબહૂ બહિસ્તની હૂરી ! આ પાક મુસલમાનને આંહી દુનિયા પર જ એ સ્વર્ગની પરી મળી ગઇ. એટલે કે ખુદાતાલાએ એ હૂરીને હિંદુઘેર જન્માવી મોટી કરી, પછી કેસરખાન મુસલમાને એને પોતાની ગણીને ઉઠાવી લીધી. હવે જોઇ લે ! મારી પાસે ઉભો ઉભો કેસરખાન એના ભાઇભત્રીજાઓને શી શી કડક ભલામણો કરે છે !

'ઇસકુ ઉઠાકે લે જાના અપને દેસમેં! દેખો, કહીં ભાગ ન જાવે. કિસીકે સાથ બાત ભી મત કરને દેનાં. ઉસ્કે બાપસે ભી મિલને દેનાં નહિ. બરાબર હોશિ-યારીસે લે જાનાં. વહાં પડદેમેં રખનાં. ઓર તુમ સુનો રંડી! અગર કહીં ભી ચલ ગયગી, તો મેં પંદરા સાલ ખતમ હોને સેં બહાર નિકલકે તું જહાં હોગી વહાંસે પકડ કર તેરા ઇતના ઇતના ટુકડા કર ડાલુંગા. ભૂલના મત, મેં કેસરખાન હું! સારા મુલક મેરે નામસે કાંપતા હે!"

હરખા ઢેડા! હું તો આ કેસરખાન પઠાણને શાબાસ કહું છું. હું મારા દિલમાં કેટલી ગલીપચી અનુભવી રહી છું! હું આવા મુસલમાનોમાં પણ હિન્દુત્વની ભાવના પ્રસરતી જોઉં છું. તને તો હું નાર્મદ કહું છું. આખરે શું તેં પેટગુજારાની વાત સર્વોપરિ ગણી? શિયળ અને સતીત્વ કરતાં શું રોટલો વધુ મુલ્યવાન! હા! હા! હા! હું કોને કહું આ હરખા ઢેડાની હીણપની વાત?

## ૫. સહુનો 'સાલો'

લાગી પડી છે : અમારા કાળુડા કારકૂન અને જમાલ કેદીની વચ્ચે ઠીક લડાલડી લાગી પડી છે આજ સાંજે. સારૂં થયું કે મારો દિવસ છેક ખાલી જતો નથી. ને ઓફીસમાં જ્યારે કોઇ જ નથી હોતું ત્યારે મને એકલાં એકલાં બહુ બ્હીક લાગે છે. હું ભલભલા ખુની-ડાકુઓનાં આંસુ નીચોવનારી બુઢ્ઢી પણ એકાન્તથી તો થરથરી ઉઠું છું. એટલે સારૂં થયું કે આજ સાંજવેળાની મારી આ સુનસાન દશા તૂટી અને અમારા કાળા કારકૂન તથા જમાલ કેદી વચ્ચે જામી પડી.

જમાલ કેદી આવતી કાલે છૂટે છે. એટલે અત્યારે એ એનાં લૂગડાંલતાં લેવા, એના અંગૂઠાની છાપો દેવા અને એના શરીર ઉપરનાં ચહેરા નિશાન ઓળખાવવા એ આવ્યો છે. હવે આ જમાલ ડોસો અત્યારે કેટલું હડહડતું જૂઠું બોલીને અમારા કારકૂન સાહેબનું માથું પકાવી રહ્યો છે ! પચીસ ત્રીસ ખાનાવાળો એક કબાટ ઉઘાડી, તેની અંદરના એક ખાનામાંથી એક. પરબીડીયું કાઢીને કારકૂન સાહેબ ટેબલ પર ઠલવે છે : તેમાંથી એક પાવલી અને

એક પૈસો નીકળે છે. ત્રીજી નીકળે છે એક રૂપાની હાંસડી. જમાલ ડોસાને એ કહે છે કે "લો, યે તુમારા કૅશ-જુવેલરી : સવા ચાર આને, ઔર યે રૂપેકી હાંસડી."

જમાલ ડોસો કહે છે કે "નહિ સાબ, મેરે તો પાંચ રૂપૈયે ઔર સવા ચાર આને થે, ખાલી સવા ચાર આને નહિ."

"ઐસા! સાલા ઐસા!" કારકૂન સાહેબથી આ જૂઠાણું શે સહેવાય? "સાલા, હમ જૂઠા? હમારી એ દો નંબરકી 'કૅશ જુવેલરી'કી કિતાબ ભી જૂઠી? ઔર સાલા તુમ એક કેદી સચ્ચા?"

"ગરીબ પરવર?" જમાલ ડોસો પગે લાગી લાગીને કહે છે : "મૈં જૂઠ નહિ કહેતા હું! મેં બજારમેં મઝદૂરી કરતા થા વહીં જ પકડા ગયા. મેં ઘરસે પાંચ રૂપૈયાકી નોટ ઔર એક રૂપૈયા લે કર આયા થા. મેરી બચ્ચી ઉસ્કે ધની કે ઘર જાને વાલી થી. તો ઉસ્કી છોટી લડકી કે વાસ્તે મેંને યે રૂપાકા ગંઠા લિયા પોને બાર આનેકા, ઔર કપડે લેનેકે બાકી થે, ઇતનેમેં મુઝકો પકડ લિયા. યે બારી પર ઉસ રોજ જબ મેં સજા ખા કર આયા તબ મૈંને પાંચ રૂપૈયેકી નોટ ઔર સવા ચાર આને જમા કરવાયા થા—"

"તો કયા પાંચ રૂપૈયેકી નોટ હમ ખા ગયા? કોન ખા ગયા? જૂઠ સાલા? જૂઠ? હમારે સામને જૂઠ? હમારે પર ચોરી ડાલતા હૈ? એય, સિપાહી! મુકાદમ! ઇસકુ સાલાકુ લે જાવ. પચાસ ફટકા લગાવ—"

વગેરે વગેરે ઘણી જ વીરત્વની વાણી ઉચ્ચારીને અમારા કારકૂન સાહેબે જમાલ ડોસાને એની સાઠ વરસની જઇફ ઉમ્મરે ખસીયાણો પાડી દીધો. ને એના અંગૂઠાની છાપ-બાપ જે કંઇ જરૂરી વિધિ કરવાનું એને 'સાલા' શબ્દનાં સંબોધનો સાથે કહેવામાં આવ્યું તે તમામ ચુપચાપ કરી આપીને જમાલ ડોસો એ આખરી રાત કાઢવા માટે પાછો ધક્કા ખાઇને જેલમાં ચાલ્યો ગયો.

જમાલ ડોસાને મન જેમ પાંચ રૂપિયાની નોટ અને સવા ચાર આના એ દોલત હતી, તેમ મારી દુનિયામાં હું ગાળાગાળી, મારપીટ તથા આંસુનાં ટીપાંને મારી સાચી મૂડી ગણું છું. તેથી કરીને જમાલ ડોસાને 'સાલા' શબ્દનું જે સંબોધન કરવામાં આવ્યું, તે મેં મારી તે દિવસની કમાણી તરીકે ગણીગણીને ગળામાં પહેરી લીધું : બરાબર પા કલાકમાં સાડત્રીસ વાર એ 'સાલા'નો ઉચ્ચાર થયો હતો. મારે તો સરસ મઝાની એક હીરાકંઠીનો વેંત થઇ ગયો. તમારી વૈષ્ણવ ધર્મની કંઠી અને શૈવોની રૂદ્રાક્ષમાળા કરતાં અમારી આ જેલ ઓફીસની 'સાલા-કંઠી' શું કંઇ કમ છે?

વધુ રહસ્યની અને મીઠાશની વાત તો આમાં એ છે કે દસ મહિનાની સઝા આજ સાંજે જમાલ ડોસાએ પૂરી કરી નાખી, એટલે એ પોતાના મનમાં સલકાતો હતો કે હવે હું ગુન્હેગાર કેદી મટીને પાછો એક નિર્દોષ, ઇજ્જતદાર ઇન્સાન તરીકે બહાર નીકળું છું. પણ એની એવી ખુમારી અમારા કારકૂને પાંચ જ મિનીટમાં ઉતારી નાખી. જમાલ ડોસાને એણે બરાબર ભાન કરાવી દીધું કે સાલા! તું બોલે

તે કદી સાચું હોય જ નહિ. તારે હવે સાચું બોલવાની કશી જરૂર જ નથી રહી. તારૂં કોઇ સાચું માનશે જ નહિ. ધાર કે મારી પહેલાનાં બાંઠીઆ કારકૂને તે દિવસે તારી પાસેની 'કૅશ-જુવેલરી' સંભાળી લેતાં હળવેક રહીને પેલી નોટ ગજવામાં મૂકી દીધી હોય, અને પરબીડિયા પર ફક્ત '૦–૪–૩ તથા એક હાંસડી કીમત પૈસા બેની' એટલું જ ટપકાવ્યું હોય, તો તેથી પણ તને શો હક્ક મળે છે અત્યારે આ હુજ્જત કરવાનો કે–'ગરીબ પરવર ! મેરી પાંચ રૂપૈયેકી નોટ થી.' વગેરે વગેરે !

દેખીતી જ વાત છે કે વીસ રૂપીઆનો પગાર ખાનાર સરકારી કારકૂન જૂઠો અને પોતે સાચો, એવું આ શહેરની બજારમાં વૈતરૂં કરનાર જમાલ ડોસો કેમ માની જ શકે ? પોતે પાંચ રૂપૈયાની નોટ આપી હતી એવી પોતાને સો ટકા ખાત્રી હોય, તો પણ પોતે એટલું તો સમઝવું જ જોઇએને કે પોતાની ખાત્રી એ તો આખરે એક ગુન્હો કરનાર ગરીબ મજૂરના મનની ખાત્રી થઇ ! એ ખાત્રી શી રીતે ખરી હોઇ શકે ?

અમારો જેલર કેટલીક વાર આ કારકૂન સાહેબોને અવળી વિદ્યા ભણાવે છે : એ કોઇ કોઇ વાર તેઓને કેદી પ્રત્યે પેલી ગૌરવભરી અને વીરતાવાળી 'સાલા-વાણી' વાપરતા સાંભળે છે ત્યારે કહે છે કે સજા પામીને આવનારા તમામ કેદીઓ સાચેસાચા ગુન્હો કરનારા જ છે એમ તમે શા માટે માની લ્યો છો ? અથવા એક વાર ગુન્હો કરી આવેલ કેદીને માટે બસ હવે કદી પ્રામાણિક જીવન જીવવાનો

હક્ક નથી, એના અંતઃકરણમાં ઇશ્વર નથી, એને કશી ઇજ્જતઆબરૂ નથી એવું કેમ માની લઇને એનાં ગલીચ અપમાનો કરો છો ?

આવી અવળી વિદ્યા ભણાવાતી હશે કદી ? તો તો પછી આ કારકૂનોમાંથી કાબેલ જેલરો ઘડાશે શી રીતે ? આપણા વહીવટની સાચી ફતેહ તો ત્યારે જ થઇ ગણાય એ। મારા જેલર સા'બ, કે જ્યારે હરએક કેદી, શું જનમ-ટીપવાળો કે શું ચાર મહિનાની સજાવાળો, જેલની બહાર પગ દેતાં જ બસ એમ જ વિચારતો રહે, કે હું હવે ઝીંદગીમાંથી રદબાતલ થઇ ગયો : ઇન્સાન મટી ગયો : મારા કપાળમાં 'કેદી' શબ્દનો ડાસ ચોડાઇ ગયો : મારી પછવાડે શંકાથી ભરેલી અનેક આંખોના ડોળા ભમે છે : હું જૂઠું જ બોલી શકું—સાચ મને કદી સૂઝે જ નહિ : હું જમાલ ડોસો હવે નથી રહ્યો—હું તો છું જેલના કારકૂન સાહેબનો 'સાલો'.

જેલ-નોકરીનો આવો સાચો રંગ જ્યારે જ્યારે હું તમારા કલેજા પરથી કોઇ કોઇ વાર ઉપટી જતો જોઉં છું ને જેલર સા'બ ! ત્યારે મને તમારા પર ચીડ ચડે છે. મને થાય છે કે તમે તમારાં પંચાવન વર્ષો પાણીમાં નાખ્યાં !



## ૬. દલબહાદૂર નેપાલી

તમે શા સારૂ પેલા જન્મટીપવાળા કેદી દલબહાદૂરને એની માની સાથેની મુલાકાત મારી આડશે ન રખાવતાં ખાસ રવિવારે સવારે તમારી ઓફીસમાં કરાવી? એ મા-દીકરાને તમે પડખોપડખ શીદ બેસવા દીધાં? શું દલબહાદૂર તમને સુંદર વણાટશાળા ચલાવી આપે છે અને જાજમ-જલેસાની અજબ કારીગરી ઉભી કરી શકયો છે તેથી? એની ડોશી ત્રણ ત્રણ માસે છેક પંજાબથી ન આવી શકે અને આખું વરસ થોડી બચત કરીને છેક બાર માહને બેટાને મળવા જેટલું રેલભાડું જોગવી શકે છે તેથી? દીકરો વીસ વર્ષોથી પૂરાઇને ધીરે ધીરે વૃદ્ધ બની રહેલ છે એ કારણે? અને બુઢ્ઢી મા બીજી મુલાકાત સુધી જીવશે કે નહિ એવી ધાસ્તીને લીધે શું તમે આવી દયા બતાવો છો? તમારી કરુણાવૃત્તિ પણ કેટલી નફ્ફટ છે જેલર સા'બ! શું કરૂં? હું તમારા પર દાંત કચકચાવું છું પણ તમને એ મારાં દાંતિયાં સંભળાતાં નથી.

રવિવારનું પ્રભાત પડવાની રાહ જોતી એ નેપાળણ બુઢ્ઢી જેલદરવાજા બહારના વડલા નીચે બે દિવસથી રહેતી હતી.

પણ આટલું રેલભાડું ખરચીને આવ્યા પછી આ બાર મહિનાની અવધે પણ બુઢ્ઢી બેટાની સાથે બહુ કશી વાતો ય કરી શકી નહિ. પડખોપડખ બેઠેલાં છતાં ય મા-દીકરો પરસ્પરની મમતાનો કશો આવિર્ભાવ ન બતાવી શક્યાં. દલબહાદૂર! તારા ચહેરા ઉપર મેં અમસ્થો તો કદી ઉલ્લાસ ન દીઠો, પણ આજ તારી બુઢ્ઢી માના મેળાપે ય તારા મ્હોં પર હેતનું મોજું કેમ ન ઉછાળ્યું? તારે તો નથી સંતાન કે નથી પત્ની. જે કહીએ તે સર્વસ્વ તારે એક મા છે. એને દર્શને ય તારા દિલ-દરિયાવમાં ભરતી કેમ ન આવી?

આખો એ દરિયો જ જાણે કે સુકાઇ ગયો છે. અનંત, અંધકારમય, અને અતલ કોઇ ખાડો જાણે પડ્યો છે. તારા અંતરની વ્યથા સર્વથી અજાણી છે. તમામ કેદીઓ અને વોર્ડરો તને 'ગુરૂ' કહી માન આપે છે. તારી તો આખું કારાગૃહ અદબ પાળે છે. તું આંહી આવે છે ત્યારે હું ડાકણી પણ મારાં ઉઘાડાં અંગો સંકોડવા મથું છું.

ફુટતી જુવાની લઇને તું આંહી આવ્યો હતો, અને આજ તને બુઢાપાનાં પળીઆં ફુટવા લાગ્યાં. દલબહાદૂર! તારા જીવનની નીરસતા કોણ સમજશે? તું વણાટશાળાની શાળો ઉપર ગાલીચા અને ચાદરોની અંદર એ કયા ગામની, કયા નદીતીરની ફુલવાડીઓ પાડી રહ્યો છે? નેપાળના કયા ગામને પાદર ટૌકતો મોરલો તેં આ ગાલીચાઓમાં ગુંથ્યો છે?

શાળને ફટકે ફટકે શું તું કોઇ નેપાળણ તરુણીનું આરાધન કરી રહ્યો છે? મા સાથે એને કંઇક સંદેશો

તો કહેવરાવ! તેં તારૂં પ્રેમ-રાજ્ય જાણે કે આ વણાટની જૂજવી ભાત્યોમાં આલેખ્યું છે. આ સરકારી જેલખાતું રોજેરોજ થપ્પીઓની થપ્પીઓ બાંધીને તારા વણાટની વસ્તુઓ વેચવા મોકલે છે. પણ નથી તેને ખબર, કે નથી એ જલેસા શેત્રંજીઓ પોતાનાં ઘરોમાં પાથરનારાઓને ખબર, કે એના પગ તળે તો એક નેપાલીનાં વીસ વર્ષોનાં અશ્રુભર્યાં સ્વપ્નો છુંદાઇ રહેલ છે.

દલબહાદૂર નેપાલી! તું તારા વણાટની અંદર ગુંથી રહેલ છે તે ફુલોનો નમૂનો તારી કલ્પના ક્યાંથી ચોરી લાવી? તારો મુકર્દમો સાંભળવા એ અનામી નેપાલણ આવતી હતી ત્યારે શું કોઇ એવું ગુલાબ લઇને આવતી? તને અર્પણ કરવા એ જ્યારે આગળ ધસી આવી ત્યારે પોલીસે શું એને ધક્કો મારેલો? ને તે પછી રોજ રોજ અદાલતમાં શું એ તારી સન્મુખ આ ફુલ ધરી રાખીને છાની બેસી રહેતી? તેની સ્મૃતિમાંથી શું તું આ પાંખડીઓ ને આ ડાળખીઓ આંહી ઉતારી રહ્યો છે?

એક હતું : એક તારા જ જેવું બંદીવાન. આઘેઆઘેના દેશમાં. ત્યાં તો મારા જેવી કોઇ બારી જ નહોતી. મેળાપ કે મુલાકાતો જ નહોતાં. બરફ અને પવનની દંડીગાર અગ્નિમાં સળગતાં, જીવતાં માનવીને થીજાવી નાખતાં એ સાઇબીરીઆ દેશનાં કારાગૃહો હતાં. આઠ-દસ મહિનાની પગરસ્તાની મજલ કરાવીને કેદીઓને મૂળ વતનમાંથી ત્યાં લઇ જવામાં આવતાં. એક વાર ત્યાં આવનારને બનતાં સુધી આ ને આ જીંદગીમાં વતન પાછા ફરવાનું રહેતું જ નહિ. એ સાઇબીરીઅન જેલોની સજા પામેલાંઓની સંગાથે ટોળા-

બંધ સગાંવહાલાં પણ ચાલી નીકળતાં. ક્યાં સુધી આવતાં ? છેક સરહદના સ્થંભ સુધી. એવી આશાએ આવતાં કે ઘણી વાર રાજા ઝારનો હુકમ એ સીમા-સ્થંભ પર આવી પહોંચતો, તેમાં કેટલાંકની સજા માફ થતી, કેટલાંકની કમી થતી. માફી પામેલાંઓને ત્યાં ને ત્યાં છોડી મૂકવામાં આવતાં. એ રાજ-ક્ષમાની આજ્ઞામાં પોતાનું સ્વજન કેદી કોઇ પુણ્યબળે ચડી જાય, એવી આશાએ ને આશાએ આ સ્વજનો સો ગાઉનો સંગાથ કરતાં; એ સીમાસ્થંભ આગળ કેદીઓને પા કલાકનો વિસામો આપવામાં આવતો.

આહાહાંહા ! કેવો ભાગ્યશાળી એ સાઇબીરીઆની સરહદ પરનો સફેદ ઉંચો વિદાય-ખાંભો ! મારા કરતાં તો કેટલો બધો ભાગ્યશાળી ! પોતપોતાંનાં સગાં-વહાલાંને ભેટી ભેટી મળી લેવાની અને ખુશી પડે તે રીતે હૈયાં ઠલવી નાખવાની છૂટ સર્વે કેદીઓને પૂરા પા કલાક સુધી અપાતી હતી ! તે વખતે તો ઓ વીરા શ્વેત સીમાસ્થંભ ! તારા ચરણોમાં સેંકડો આંખોનાં આંસુ ઠલવાતાં હતાં. તારી ટાઢીબોળ ઇંટો ઉપર, વતન તરફની તારી બાજુએ, બંદીવાનોની ચુમીઓ ચોડાતી હતી. હજારો લોકોના હૈયાફાટ ડકળાટો, નિઃશ્વાસો, કંઠરૂંધનો, આશાનાં છુંદનો, કલેજાના ભુક્કા, બાલકોની વણસમજી કીકીઆરીઓ, જન્મભૂમિને ઘુંટણીએ પડી અપાતી મુંગી મુંગી છેલ્લી વંદનાઓ : અને પછી પંદર જ મિનીટ ખતમ થવાની સાથે જ કૉસેક ઘોડેસ્વારોના કોરડાના ફડાકા સાથે ફરમાવવામાં આવતી વિદાય : કેદીઓ સાઇબીરીઆની જીવતી કબરમાં, અને સ્વજનો પાછાં વતન તરફ : વાહ રે ભાઇ શ્વેત ખાંભા !

કેટલાં વર્ષો સુધી તને આ બધું ભોજન મળતું જ ગયું! સ્નારી રોજની પંદર મિનીટો કરતાં તારી એ લાંબા ગાળાની પંદર સિનીટોનું મુલ્ય સહસ્રગણું વિશેષ હતું.

પણ હું તો આડી વાતે ઉતરી ગઈ. હું તો દલબહાદૂરને કહેતી હતી કે તારા જેવું જ એક બંદીવાન આ ખાંભા ઉપર પોતાની છેલ્લી ચુમી મૂકીને બારી વગરના સાઇબીરીઅન કારાગૃહમાં પૂરાવા ચાલ્યું ગયું હતું. એને પણ એના મુકર્દમા વખતે એની બહેન એક ફુલની ભેટ આપી ગઈ હતી. એ એક જ ફુલની યાદને આધારે આ બંદીવાને કેદનાં વીસ વર્ષો વીતાવ્યાં હતાં. એ ફુલને જેમ તેં ઉતાર્યું તારી વણકરીના કસબમાં, તેમ એણે વણ્યું હતું કવિતાની કારીગરીમાં. તારા જેવડી જ જુવાનીમાં એને કાળું પાણી મળ્યું હતું. ત્યાં બેસીને એણે ગાયું હતું—

"શ્લૂસબર્ગના કિલ્લાની મારી અંધારી ખોલીમાં
"લોખંડી કાનૂનો અને રોજીંદી કામગરી વચ્ચે,
"હું હેતે હેતે યાદ કરૂં છું એ રૂપાળાં ગુલાબો,
"જે તું લાવી હતી ઓ બ્હેન!
"અદાલતમાં મારા મુકર્દમાને કાળે.

"કેવાં સુંદર અને તાજાં એ ગુલાબો હતાં,
"કેવા પવિત્ર હૃદયની એ સોગાદ હતી,
"એ કાળ-દિવસે જાણે કે
"તારાં ફુલો મારા કાનમાં કહેતાં હતાં
"પ્રકાશ અને મુક્તિના પેગામો.

"તો પછી આ સુંદર ફૂલોનું સ્મરણ કરતાં કહે મને,
"શા માટે હું વારે વારે ગમગીન બની જાઉં છું?
"તારી પ્યારી આંખોમાં ડોકાઇ રહેલ એ પ્યાર,
"શું મને ખુશહાલ અને સુખમય નહોતો કરતો?

"પણ હવે તો તારાં આલિંગનો
"મારે અંગે અડકતાં નથી.
"કાળી નિરાશા મારા પ્રાણને રૂંધી રહી છે,
"જેલરની આંખોથી હું અળગી પડુ છું ત્યારે–ત્યારે
"હું ધ્રૂસકે ધ્રૂસકે રડું છું, ને મારાં આંસુઓ
"પેલાં તાજાં ગુલાબો પરનાં ઝાકળ–બિન્દુઓ જેવાં
"ધીરે——ધીરે——ધીરે——ઝરવા લાગે છે.

"તે છતાં સારૂં જ થયું કે તું એ લાવી હતી.
"કેમકે મારાં સ્વપ્નોને એણે ઝુલાવ્યાં છે,
"અને મારાં સ્મરણોને એણે જગાડ્યાં છે."

ભાઇ દલબહાદુર, તું પુરુષ છે, એ ગીત ગાનારી તો હતી સ્ત્રી. તું એક વર્ષે તારી માતાનો મેળાપ પામનાર જન્મકેદી જેમ આ અઠવાડીએ અઠવાડીએ મુલાકાતો મેળવનારાઓથી વધુ સુખી છે, તેમ એ પચીસ વર્ષો સુધી પ્રિયજનોનું મ્હોં પણ ન જોઇ શકનાર તરુણી તારા કરતાં ય સો ગણી સુખી હતી. આ દુનિયાના સ્નેહ–તાંતણા આ અઠવાડિક મુલાકાતો મેળવનારાઓને ગળે ફાંસીની રસી જેવા બની ગયા છે, કારાવાસની અપર દુનિયામાં પડેલો એનો દેહપિંડ સંસારી પ્રીતિની એ દોરડીની ખેંચતાણ ખાતો ખાતો દિવસમાં દસ વાર ઝુરે છે; તું સંસારને દૂર છોડીને અહીંની દુનિયા સાથે એકદિલ થઇ શકયો છે ખરો, તે

છતાં બાર માસે એક દિવસ—એક પ્રહર—એક કલાક એવો આવે છે, કે જ્યારે તારી માતાનું દર્શન તને એ જીવતા જગતની યાદ તાજી કરાવી તારા કલેજામાં મીઠી કટારો ભોંકે છે.

પણ કેટલી બડભાગી હતી એ સાઇબીરીઆના કારાગૃહની એકલ સુંદરી! બંદીવાસના નવા જગત સાથે એનો સાચો જીવનમેળ જામી પડ્યો. પોતાની કોટડીની પછવાડે, પડખે, તેમજ ઉપરને મેડે જે પાડોશી કેદીઓ રહેતાં, જેનાં મ્હોં જોવાનું ય નહોતું મળતું, તેની સહુની જોડે ટકોરાની ભાષામાં એ સુંદરી વાતો કરતાં શીખી ગઇ. વચ્ચે ઉભેલી પાકી પહોળી ને કાળી દિવાલોના પત્થરો એના સંદેશવાહકો બની ગયા. ટકોરાની ભાષા અરસપરસ દોડાદોડ કરવા લાગી. ટકોરે ટકોરે સામસામાં હૃદયદર્શન ચાલુ થયાં. આમ પાષાણી દિવાલોને ય પોતાનાં પાળેલાં કબૂતરો જેવી બનાવી લેનાર એ યુવતીએ કારાગૃહના સત્તાવાળાઓને આખરે હંફાવ્યા, ને થોડાં વર્ષો પછી આંગણામાં ફુલરોપ વાવવાનો હક્ક મેળવ્યો.

ટકોરાની સંકેત–ભાષા વાપરીને જેમ એણે પોતાનું પ્રણય–સુખ માણી લીધું, તેમ આ ફુલ–રોપને ઉગાડવામાં એણે પોતાના જનની બનવાના કોડ પૂરા કરી લીધા. જીવતા તો હવે પાછા બહાર જવાનું જ નથી, એ માન્યતાએ એના જીવને ટટળતો બચાવી લઇ નવા કેદ–અવતારની જોડે એકરસ થઇ જવા દીધો. પચીસ વર્ષની કેદ ભોગવ્યા પછી એને જ્યારે એકાએક છોડવામાં આવી ત્યારે તો એ ડોશી બની ગઇ હતી, પણ એ ભાંગી નહોતી પડી. નવી

મુક્તિનો એને ખાસ કશો આનંદ નહોતો રહ્યો. બહાર આવીને એ ઘણું જીવી, કેમકે જીવનના પાયામાં એણે સાઇબીરીઆનાં કષ્ટોનું સીસું પૂરી લીધું હતું.

એમ તેં પણ ભાઇ દલબહાદૂર! જીવતી માતાના બાર-માસી મુંગા મેળાપના એકજ તાંતણાને બાદ કરતાં કારાવાસના નવજન્મને તારા જીવનમાં વણી લીધો છે. મા જે દિવસ મરશે તે દિવસ તારી જીંદગીમાંથી છેલ્લો ધરતીકમ્પ નીકળી જશે. આ કેદખાનું તારૂં ખરૂં વતન બનશે, ને અમે તારાં સાચાં ભાંડુ બની જશું. કમબખ્તી તો છે આ મુલાકાતો માટે ઘેલા, વલવલતા ફરતા સાત-વારિયાઓની! જીવતા છતાં એ બધા વાસનાદેહી પ્રેતો સમાન જ છે.

પણ હવે જતાં જતાં તો તું જરી રડી પડ ભાઇ નેપાલી! બડો પાજી નીકળ્યો આ નેપાલી : બડો કઠોર, પાકો નઘરોળ! માનો મેળાપ આટલે મહિને થયો, ને હવે બીજા બાર મહિનાનો ગાળો એ ડોશી કાઢે તેમ લાગતું યે નથી, તે છતાં આ કેદવાસી દીકરાએ એક આંસુ સાર્યું નહિ. એના વેરાન સરીખા ચહેરા ઉપર કરુણતાની કોઇ નાની તળાવડી પણ ઝલકી નહિ. બસ, થાકીને પછી ઉભો થઇ ગયો. માતાનું કલેજું જરીકે ઓગળે એવી કશી જ વિદાય-વિધિ કર્યા વિના ખંભે રૂમાલ નાખીને એ તો દરવાજાની બારી પછવાડે અદૃશ્ય બન્યો. અને ડોશી પણ કંઇ કમ નિષ્ઠૂર નીકળી! દીકરો જીવનભરને માટે અહીં જીવતો દટાયો છે, તે છતાં એના મ્હોં ઉપર કે પીઠ ઉપર ડોશીએ હાથ સરખો યે ફેરવ્યો નહિ.

ડોશીનું મોઢું જ કેવું ઉજ્જડ, સળગી ગએલ જંગલ સમાન હતું! એ મ્હોં ઉપર જાણે કોઇએ હળ હાંક્યાં હોયની, એવા ઉંડા ચાસ પડી ગયા હતા. એમાં આંસુ પડે તો પણ ન દેખાય તેવી ઉંડી જાણે કે ખાઇઓ હતી. એના વાળ ટુંકા, જાણે કે ખરી ગયેલા હતા. કોઇ અદીઠ વિપત્તિએ કેમ જાણે એનો એક વેળાનો કમ્મર સુધી ઢળકતો ચોટલો વીંખી પીંખી ઉખેડી નાખ્યો હોય!

રે ડોશી! જો તારે કશી લાગણી દેખાડવાની નહોતી તો પછી તું આટલું ખર્ચ કરીને નાહક અહીં આવી શા સારૂ? આંસુના એક ટીપા વડે પણ ન ભીંજાએલો હોય એવો મા–દીકરાનો મેળાપ જેલમાં કોઇએ કદી જોયો કે સાંભળ્યો છે!

હા, પેલો ડુત્તો પાટીદાર ડોસો જ્યારે પોતાના દીકરાને મળી લઇ પાછો પોતાની ખુરાકમાં જતો હતો ત્યારે એણે ચાલાકી કરીને પોતાની આંખો ઝટ ઝટ લૂછી નાખેલી ખરી, અને અમારા આ દોઢડાહ્યા રાજકેદીએ એને જ્યારે આંખો ભીની થયાનું કારણ પૂછ્યું ત્યારે એ હાજરજવાબી ડોસાએ પોતાની પાટીદાર તરીકેની ખુમારી સાચવવાનો ડોળ કરતાં કરતાં ચોકખે ગળે જવાબ દીધેલો કે "ના, સા'બ! એ તો મારી ઓંછ્યોમાં અજવાસ પડ્યો ને, તેથી!–હું કોઇ રડતો નથી. રડુ શા સારૂ?"

પણ આ નેપાળી મા–દીકરો તો કાળમીંઢ પત્થર શાં નીકળ્યાં. એને પરસ્પર હેતપ્રીત જ નહિ હોય. એટલે એને તો આંસુ છુપાવવાનો ડોળ કરવાની પણ જરૂર પડી નહિ.

દીકરો અંદર ગયો, ડોસી ડગૂમગૂ કરતી બહાર નીકળી તે વખતે પણ, અમારા રૂડા શેરબહાદૂર આ રાજકેદી-ઓની પેઠે મા–દીકરાએ પાંચ સાત વાર વળી વળીને એક-બીજા પ્રત્યે નજર માંડી નહિ.

અમારા રાજકેદીઓ તો કેટલા બધા સ્નેહભરપૂર! કેટલા આદર્શ મમતાળુ! મુલાકાતે આવનાર માતાની કે પત્નીની સામે કંઇ કંઇ વેળા સુધી એકીટસે નિહાળી રહે. પહેલાં પ્રથમ તો જલદી જલદી મુલાકાતમાંથી ઉભાં જ ન થાય. જેલર પાંચ વાર મ્હોં બગાડે, ને બે ત્રણ વાર નફ્ફટ બની વિનતિ કરે, ત્યારે માંડ માંડ વિખૂટાં પડે. પછી પાછાં બારીઓ સોંસરવાં ટગર ટગર જોયા કરે. પછી છેક પેલી દૂરની સડક સુધી પોતાનું સ્વજન પહોંચે તો યે દરવાજાના સળીઆ ઝાલીને ઉભેલા આ સાવજોનું તારામૈત્રક પતે નહિ. દરવાનો બિચારા ક્યાંય સુધી જોયું ન જોયું કરે. એની પહેરેગીરીની શિસ્તમાં પડી રહેલ ભંગ માટે એને પલે પલે ભય થાય તો પણ મુંગા ઉભા રહે, તે છતાંય જ્યારે પેલાં સીટોમીટનાં મિલન છુટાં પડે જ નહિ ત્યારે આ ખાનદાન દરવાનો પોતાનાં હસવાં માંડ માંડ ખાળી રાખીને એ રઢીઆળા રાજ–કેદીઓનાં સળીએ જડાઇ ગયેલ શરીરને ધીરે ધીરે ઉછેડી નાખે, ને ફોસલાવી પટાવી પાછા અંદર ધકેલે!

એ હુંગેહુંગ આંસુની ગ્હારી મ્હેફિલમાં તમે નેપાળી મા–દીકરાએ એક પણ આંસુ ન પિરસ્યું પીટયાંઓ! દલ-બહાદૂરની વણકરી વખણાવવામાં અને પેલાં 'ફુલો' વિષેની પરદેશી વાર્તા કવિતા સંભળાવવામાં સારો મનોરથ તો છુપો

છુપો એ જ હતો, કે કોઇ વાતે આ નેપાલી કેદીનું આંસુ મને મળી જાય !

હાય હાય, મારા કલેજામાં આ અતૃપ્તિનો કિન્નો જાગે છે. દલબહાદૂર, તારી અને જનેતાની વચ્ચે પ્રેમ હો કે ન હો તેની મને—જેલ ઑફીસની બારીને કશીયે પડી નથી. તારે જુવાનીની કોઇ પ્રિયતમા હો કે ન હો તે વાતથી પણ મને શી નિસ્બત છે ? મારે ને તારે શી એવી સગાઇ, કે તારા પ્યાર અને તારા વિયોગ સાથે હું હમદર્દી અનુભવું ? પણ મારે તો કેવળ મારી પોતાની મોજ ખાતર અને મારા સંઘરામાં ઉમેરવા ખાતર તારૂં એક આંસુ જોઇતું હતું. મારે રાત્રિએ એકલા બેસીને તારાઓના આછા અજવાળામાં તપાસવું હતું કે દલબહાદૂર નેપાલીના આંસુમાં શા શા આકારો પડેલા છે. એ મને ન મળ્યું, એટલે હવે હું મારા વેરની તૃપ્તિ સારૂ થઇને તને ઠેર ઠેર વગોવતી રહીશ કે દલબહાદૂર નેપાલીને લાગણી જેવી કશી ચીજ જ કયાં એ તો રાક્ષસ છે રાક્ષસ.

બાકી તારી ડોશીના ફુટેલા હૈયામાં તો કશી કોમલતા હોય જ કયાંથી ? પ્યાર, મોહબ્બત, ઉમળકા, એ બધાં તો છે સુંદર સુકુમાર શરીરવાળાની સંપત્તિ. ઉર્મિઓના ઉછાળા તો આવે છે કેવળ કવિતાના જાણકારોને જ. કલેજાં તો ઠલવાય છે કેવળ એ જ નસીબદારોનાં, કે જેને સંસારમાં સુખ છે, જેની કાયા ગૌર છે, જેનાં કપડાં સફેદ છે, લાલિત્યમય જબાન છે ને દર્દની વાણી છે.

જેમ કે પેલાં ઇરાની બહેનો: ઓહોહોહો ! જેલ-ઑફીસનાં ભરચક મનુષ્યોની વચ્ચે કેવી ખુલ્લી વ્હાલપથી

એ પોતાના કેદી ભાઈને બાથ ભરી ભરીને ભેટી રહ્યાં છે! ને ગળામાં ભુજાઓ લપેટી લપેટી કેવાં ધ્રશકે ધ્રશકે એ બહેન ભાઈ, મા દીકરો, કે ધણ-માટીડો (જે હોય તે) આક્રંદ કરી રહેલ છે!

શોભે છે-બેશક બેશક એ ગૌર ગૌર ગાલો પરથી દડી રહેલાં મોટાં મોટાં આંસુઓ શોભે છે. ગોરાં ગોરાં ગળાંને વીંટળાતાં એ માંસલ, ગુલાબી અને બંગડીદાર કાંડાં બરેબર આ વિલાપના દૃશ્યને દીપાવે છે. હીરચીરનાં વસ્ત્રાભરણો, મોજાંઓ, બુટ સપાટો, સમારેલ કેશગુચ્છો અને આક્રંદની સંસ્કારભરી વાણી-એ બધાં ઓહોહો, શી અનેરી સૌંદર્ય-છાંટ છાંટી રહેલ છે એ છાતીફાટ મિલન-વેદના ઉપર!

કોણ જાણે કેવો ય ચોરી-લબાડીનો ગુન્હો કરીને એક વર્ષની સજા પામેલો એ ઇરાની કેદી મને પેલા હૈયાફુટા દલબહાદૂર નેપાલી કરતાં વધારે પ્રિય થઈ પડયો છે. ભેટી પડો, ખૂબ ખૂબ ભેટીને બથ ભરો. જેલર સા'બ! એ સુંવાળાં, 'સોજ્જા' સાચી પ્રીતિ કેળવી જાણેલાં મા, બહેન અને ધનીઆનીને એમના આ ખાનદાન સગા સાથે લાંબામાં લાંબી મુલાકાત કરાવો. કેમકે એમાંથી રસ ઝરે છે. શેરડી સીંચોડે ભીંસાય ને મીઠાં શરબત ખળખળે તેવો આ સ્નેહરસ છે. બીજાં કાણાં, કૂબડાં, ઘરડાં, બુઢ્ઢા, કાળાં ને કદરૂપાં અબોલ અને થોથરાતી જીભોવાળાં મુલાકાતીઆંને મફતના દિલાવર બની જઈ તમે લાંબું મળવા ન દેજો.

## ૭. મારો ભૈ ક્યાં!

“સા’બ! ઓ સા’બ! સા’બ મારો ભૈ ક્યાં?”

એક દિવસ સાંજરે મારા કાન ઉપર આ ધ્વનિ અથડાયા :

“મારો ભૈ! મારો ભૈ ક્યાં?”

મેં જોયું : મારી સન્મુખ એ ઉભી હતી. નીંભાડામાં પોતાનું બચ્ચું દટાઇ ગયું હોય અને માંજારી પુકાર કરતી ટળવળતી હોય, એવી રીતે એ મારી સન્મુખ ઉભી હતી ને કહેતી હતી :

‘સા’બ, મારો ભૈ! જેલર સા’બ, મારો ભૈ ક્યાં?”

ગાય જાણે વાછરૂ વિના ભાંભરતી હતી :

“સાબ મારો ભૈ ક્યાં?”

“તેરા ભાઇકા નામ વાલજી રઘુજી હૈ ન?” અમારા મુકાદમ દીનમહમદે ઠંડેગાર અવાજે એને મારી આ બાજુએથી પૂછ્યું.

"હા સા'બ!" પેલી ભાંભરડા દેતી ગાય બોલી ઉઠે છે: "વાલજી રઘુજી: સેંધરાનો છે મારો ભૈ. જુવાન છે. મૂછો હજુ ફુટતી આવે છે: નમણો છે."

"કેસા, તેરે જેસા?" અમારા વિનોદી બંકડા કારકૂને પિચકારી ફેંકતાં ફેંકતાં મીઠી મજાક કરી.

"હા સાબ! બરાબર મારા સરીખું જ રૂડું મ્હોં છે મારા ભૈનું. એની મુલાકાતે હું આવી છું."

આખી ઓફીસ ખીખીઆટા વડે ગુંજી ઉઠી. વોર્ડરોએ અને કારકૂનોએ સામસામી તાળીઓ દીધી. બોલ સંભળાયા:

"કેસી! વાહ વાહ! ક્યા તબીયત?"

—ને બેની બો'ન પલક પલકની વાટ જોતી તલપાપડ ઉભી. હમણાં જાણે કોઇ ઇલમના જોરથી પોતાનો ભૈ મારા સળીઆ વચ્ચેથી ડોકું કાઢીને બોલશે: "બોન!"

થોડી વારે દીનમામદે પોતાની આંખો પરથી ચશ્માં ઉતારીને હાથમાં કાગળનો ખરડો હતો તે તપાસતાં તપાસતાં ડોકું કાઢ્યું: પૂછ્યું: "તેરા ભાઇકા દૂસરા કુછ નામ હે?"

"ના સા'બ! ઇનું હુલામણું નામ કુણ પાડે? મારી મા તો ઇને ઘોડીયે મેલીને મુઇ છે."

"તેરા ભાઇ યે જેલમેં હે હિ નહિ. જાઓ, મુલાકાતકા ટેમ ખલ્લાસ હો ગયા અબ."

'તારો ભાઈ આ જેલમાં છે જ નહિ :' એ નાનકડો જવાબ આ વીસ વર્ષની વયની બ્હેનનો પ્રાણ ફફડાવી મૂકવા માટે પૂરતો હતો. મારો ભૈ આંહી નથી ? બીજે કયાં હોય ? આ જેલમાં જ એને પૂરેલો છે. એને કોઈએ ગારદ કરી દીધો હશે ? એ માંદો પડીને મરી ગયો હશે ? આ પૃથ્વી પર ઉભેલા પાતાળી કિલ્લાની અંદર બે હજાર માણસો હુકળી રહેલ છે એમાં મારા ભૈનું શું થયું હશે ?

બળતા નીંભાડાને ફરતી, એકાદ માટલામાં પ્રસવેલાં પોતાનાં બાળ માટે કકળતી માંજારી જેવી ભૈની બોન મારી પાસેથી દરવાજે અને દરવાજેથી મારી પાસે દોટાદોટ કરવા લાગી. અંદર પેસવાની એને માટે બારી નથી. ભૈની ભાળ માગવા કોની કને જવું તેની એને ગમ નથી. સેંધરાની કોઈક વાડીમાં બકાલું વાવતા ભૈની આ ખેડુત બ્હેન ભાઈને મળવા ઘરેણાં લૂગડાં પહેરીને આવી છે. પોતાનો ભાઈ પોતાના ખેતરના ઉભા મોલ બાળી દઈને રાજકેદી તરીકે પકડાયો હતો અને પોતે જ એને કપાળે કંકુચોખાનો ચાંદલો ચોડીને વળાવ્યો હતો, એવા વીર ભાઈને મળવા આવેલ બ્હેનનું મ્હોં શી ગુલાબી ઝાંય પાડી રહ્યું હતું ! ને શા શા કોડભરી બ્હેન વસ્ત્રાભૂષણો સજીને આવી હતી !

એ જ ગલગોટા જેવું મ્હોં, એ મોટી આંખો, એ વસ્ત્રો ને આભરણો—તમામની સુંદરતાને સાતગણી શોભાવતાં ટપ્પા ટપ્પા જેવડાં આંસુ, પાકલ બોરડીને પવન-ઝપાટા લાગતાં બોર ખરી પડે તેમ ઝરવા લાગ્યાં. બસ, એ વખતે મને સંતોષ થયો. સાચું કહું તો એ રડવાનો તમાશો કરનાર ઇરાની પરિવારનું ટોળું મને આવી મઝા

નહોતું આપી શકયું. મહીકાંઠાના એક જુવાન ખેડુ ભાઇની વીસ વર્ષની ખાંતીલી બહેન આવે નમણે અને ઘાટીલે મ્હોંયેથી જે ટીપાં ટપકાવે, તેની તોલે બીજાં ક્યાં માણેક મોતી આવી શકે?

—રડ, બાઇ! રડ. હું તો માગું છું કે તું હમેશાં આંહી ઉભી ઉભી 'ભૈ, મારો ભૈ' બોલતી, રાત્રિદિવસનાં કાળજાં ચીરતી રહ્યા કર. આ દિવાલોના ભુક્કા કરી મને કોઇ સોકંળી કરનારો ન આવી પહોંચે ત્યાં સુધી તું ભલી થઇને તારા ભાઇની શોધમાં આંહી ભટકયા કર. તારા ગાલ પરથી સરતાં ટીપાં જોઉં છું ત્યારે પેલા કમલ-પાંખડી ઉપર બાઝેલા ઝાકળ-બિન્દુની કવિતા જોડનારા કવિઓ પ્રત્યે મને હાંસી ઉપજે છે.

"જેલર સા'બ! મારો ભૈ ક્યાં? સાબ! મારો ભૈ વાલજી રઘુજી ક્યાં?"

ભલે પાડતી ચીસો. ભલા થઇને તમે હમણાં આ તરફ નજર કરશો નહિ હો જેલર સાબ! થોડો વખત મારા રંગમાં ભંગ પાડશો નહિ. મારા રત્નભંડાર મને આ 'ભૈની બોન'ને આંસુડે અને આક્રંદે ભરી લેવા દેજો.

પણ હવે તો મારી એ ધીરજ ખૂટી ગઇ. હવે આ રડતી બોનને પટાવીને છાની રાખો, નહિ તો વધુ પડતા ભક્ષે મારૂં ઉદર ફાટી પડશે. જેલર સા'બ! તમે પંદર ચોપડામાં સહીઓ કરતા કરતા મ્હોં કટાણું કરીને એક વાર આ લખ્મી બાઇ તરફ નજર કરો. આંખો ખોટી ખોટી પણ લાલ રાખો. પ્રથમ તો એ હેબતાઇ જાય તેવી ત્રાડ

નાખો કે "જાઓ જેલર સા'બ મર ગયા !" પછી એની સામે એક જ મીટ માંડો એટલે તમને તમારી મોટી દીકરી સાંભરી આવશે. પછી એ ખોટેખોટા ગુસ્સા તળે છુપાવેલું તમારૂં દયામણું સ્મિત સ્હેજ દેખાવા દઈને જેલમાં તપાસ કરાવો કે વાલજી રઘુજી નામનો રાજકેદી બાપડો બેહુ હોવાને કારણે બીજા ક્રીમીનલ કેદીઓની જોડે તો નથી પૂરાઈ ગયો ને ?

સૂર્યાસ્ત થવા આવ્યો છે : કેદીઓ બુરાકોમાં પૂરાઈ ગયા છે. 'ગિનતી' થઈ ગઈ છે. છેક તે ટાણે મોડી મોડી એ વાલજી રઘુજીની ભાળ મળી છે.

"જાઓ, તુમારા ભાઈ હૈ. કલ આના !"

પણ ભૈની બોનને આજે રાતે ઉંઘ નથી આવવાની હો જેલર સાબ ! ચોવીસ કલાક વીતાવવાનું કહેતાં એની વેદનાનો વિચાર કરજો. એ બાપડી પોતાના ભાઈને મરી ગયેલો માને છે. જેલર સાબ, તમે ને હું બન્ને બુઢ્ઢાપામાં ડોલીએ છીએ. આપણે બેઉ આપણો ઘાતકી સ્વભાવ ભૂલતાં જઈએ છીએ. આપણ બેઉને એ વાતની શરમ થવી ઘટે. આ પીળી પગડી ને દંડો પહેરીને નવા નવા મુકાદમો બની રહેલા ખુની અને ડાકુ કેદીઓ, આપણી બેઉની પોચી પડી રહેલી નિષ્ઠુરતા ઉપર હસે છે. પણ આપણા મનોબળ પરનો કાબુ આપણને આવી આવી કોઈ કોઈ 'ભૈની બોન' વારંવાર હવે ખોવરાવી દે છે. આપણે તો અતોભ્રષ્ટ ને તતોભ્રષ્ટ બન્યાં. ખેર, હવે અત્યારે તો આ અસ્તાયમાન દિવસની ભૂખરી સંધ્યામાં આપણાં શરમીંદા મ્હોં છુપાવીને એ ભૈને બોલાવો, ભલે બુરાક ખોલવી પડે.

## ૮ ફટકાની લજ્જત

સાંભળો છો રાજકેદીભાઇ ? ફડાકા સાંભળો છો ? પણ એ તો પોલા ફડાકા બોલે છે હાં કે. માનવ ખોળીઆની કેડય નીચેનાં ભરચક લોહીમાંસ-વાળાં ઢીંઢાં ઉપર ચરડ ચરડ ખોભળાં ઉતરડી લેનાર એ સાચા સંગીતમય, કર્ણપ્રિય, સોટાના સબોડાટ નથી. એ તો હજુ અમારો મરાઠો મુકાદમ 'પ્રેક્ટીસ' કરે છે. એને હજુ તાજેતર જ પીળી પગડી અને પટ્ટો ધોકલો મળેલાં છે. એને હજુ ઉંચે ચડવાનો ઉમંગ છે. એટલે એ તો શીખી રહેલ છે નવી વિદ્યા. એ તો 'પ્રેક્ટીસ' કરે છે લૂગડાના ગાભાના બનાવેલા મોટા ઢીંગલા ઉપર સોટા મારવાની.

જરા અંદર જઇને જુવોને ? જોવાની ટેવ તો પાડો મારા ભાઇ ! ટેવાશો તો આંખે તમ્મર આવતાં અટકશે, હૈયાંના થડકારા ઓછા થશે, હિસ્ટેરીઆ બિસ્ટો-રીઆ જેવું કંઇ નબળું તત્ત્વ હશે તો શરીરમાંથી નાબૂદ થશે. જોઇ આવોને જરા ?

મેદાનમાં ખડી કરેલી એ ત્રણ પગવાળી લાકડાની ઘોડી મારા કરતાં, અરે પેલા સાયબીરીઆની સરહદ પરનાં ખાંભા કરતાં ય વધુ ભાગ્યવંતી છે. જુઓ, અત્યારે તો એની સાથે બાંધેલ છે એક માણસઘાટનું અને માણસ જેટલા જ કદનું નિર્જીવ ઢીંગલું. ચૂડેલોનાં છોકરાંને રમવા જેવું ઢીંગલું: રૂષ્ટપુષ્ટ અને કદાવર. લૂગડાની ખોળમાં ભર્યા છે ગાભા. એ તોતીંગ ધૂંધળીમલના બે હાથનાં કાંડાં ઉંચે બાંધ્યાં છે, ને બે પગ પહોળા રાખીને ઘોડીના બે પાયા સાથે ઝકડેલ છે. એનો બરડો બાહ્યલી બાજુએ રખાવેલ છે. એનો દેખાવ નગ્ન છે. ભરચક, ટટ્ટાર, અને હમણાં જાણે ચીસ પાડી ઉઠશે એવું એ ઢીંગલું.

ને હવે નજર કરો, પચાસ કદમ પરથી પોતાના પંજામાં નેતરની લાંબી સોટીને પૂરા તોરથી હવામાં વીંઝતો, કોઇ અણદીઠ કમાન ઉપર જાણે કે ઉછળતો, છલંગે છલંગે છાતીમાં, કાંડામાં, પોંચામાં, આંગળીઓમાં અને છેવટે એ નેતરની સોટીમાં આવેગની વીજળી એકઠી કરતો એ જુવાનજોધ મરાઠો મુકાદમ ઉપડતો આવે છે; અને પછી કેવું અચૂક નિશાન લઇને, કેવા ગર્વથી, જોશથી, ઉમંગથી, દાઝથી, ઇનામ રૂપે સજાની કપાત થવાની આશાથી, એ પેલા ઢીંગલાના કેડય હેઠેના ભરપૂર દેહભાગ ઉપર સોટી ઝીંકે છે!

વળી પાછો એ છલંગો મારતો પચાસ કદમ ઉપર જાય છે, ને ત્યાંથી બેવડા આવેગ સાથે ઉછળતો, નેતર વીંઝતો, હવામાં થરથરાટ બોલાવતો ચમકતે નેત્રે ચાલ્યો આવે છે.

ઢીંગલાને એ જ નિશાન પર ફટકારે છે. ફટકે ફટકે ઢીંગલાનું કાપડ ઉતરડાઈને અંદરથી ગાભા નીકળી પડે છે.

પણ આ તો હજુ પ્રેકટીસનો હૈયાઉછાળ છે. કપડાના ગાભાના બનેલા ઢીંગલા ઉપર એ બાપડો ગમે તેટલું સજીવારોપણ કરે, છતાં પેલી જીવતા માનવી ઉપર સોટીઓ ખેંચવાની મઝા કયાંય થાવી છે! પ્રેકટીસમાં પાવરધો થયા પછી કેટલો અધીર બનીને એ જીવતા માનવને માટે રાહ જોવે છે, તે તમે ન સમઝી શકો ભાઇ, અમારા જેવાં એનાં એકલોહીયાં સધર્મી જેલભાંડુઓની જ સમઝમાં ઉતરે તેવી એ ગુપ્ત બાબત છે. દેવીની પાસે પાડા બોકડાને જબ્બે કરવામાં જે આનંદ ભક્તને છે, તેની શી ગણતરી હોઇ શકે આ ફટકા મારવા તલ્પી રહેલ અમારા મુકાદમની હૈયાહોંશ આગળ! એના કલેજાની હરિયાળી ઉપર કૈંક હરણાં કુદંકુદા કરી રહેલ છે. રોજ સંધ્યાટાણે એ પેલા ફટકાની સજાવાળા કેદી ખુશરૂને, લાલિયાને અને દુલ્લારામને બહારપાટીનું રેંટકામ વગેરે કરીને આવતા ભાળે છે, અને એ ત્રણેને ઉઘાડા કરી, લંગોટીઓ પણ છોડાવી વોર્ડર જ્યારે એની જડતી લેતો હોય છે, ત્યારે એ ત્રણેના કાળા, છલકતા, પાટીઆ સરખા સપાટ ઢીંઢા ઉપર કેવી માયાભરી મીટ માંડીને અમારો આ ફટકા-નવેશ મુકાદમ ભાઇ તાકી રહે છે! બિલાડીએ કોઇ ઉંદર તરફ, કુતરાએ કોઇ મરઘી તરફ, કોહલાંએ કોઇ ખિસકોલી તરફ કે સાપે કોઇ દેડકા તરફ આવી રસભરી નજર નહિ ચોડી હોય.

કેમકે એ બધાં તો ભૂખનાં વડકાં કરે છે. હોજરી ખાલી થાય ત્યારે જ તેઓની આ તલપાપડ વૃત્તિ બ્હેકે છે.

જઠરનો ખાડો પૂરાયા પછી તેઓને પોતાના ભક્ષમાં કશી જ લજ્જત નથી હોતી. વળી એ બાપડાંની લોલૂપતાં તો પોતાની જાત બહારનાં જીવો પૂરતી.

આંહી તો માનવીની મહત્ત્વાકાંક્ષાના અપાર લસલસાટ છે. એની લાલચની નીસરણીને પગથીઆંનો પાર નથી. એમાં પણ જાતભાઇ ઉપર આ હૈયાનો ઉલ્લાસ ઠાલવવાની સંજ્ઞા તો એક ઇન્સાનને જ કુદરતે બક્ષેલ છે.

લાગણીનો દંભ કરીશ મા હો ભાઇ રાજકેદી ! તને શું કદી કદી તારી બૈરી ઉપર રોષ કરતાં કરતાં ઝનૂનનાં મોજાં પર મોજાં ચડયાં નથી? તારાં બાળકોને ઠોંઠ થાપલી કરતાં તારા હાથની હથેળી શું વધુ ને વધુ હિલોળે ચડી નથી? નિશાળના માસ્તરો જ્યારે વિદ્યાર્થીઓનાં સુંવાળાં શરીરો પર મારપીટે ચડે છે ત્યારે શું એના હાથ-પગમાં ઓછી ચળ ઉપડે છે ભાઇ? એ આનંદ, એ ગલી-પચી, એ ઉમળકો તો વાણીમાં ન ઉતરે તેવાં છે ભાઇ! તો પછી અમારો મરાઠો મુકાદમ પેલા ત્રણેના છોળો મારતા દેહ ઉપર ટાંપી રહે તેમાં શી નવાઇ ?

કાલે સવારે આ લાકડાની ત્રણપગી ઘોડી ઉપરથી લૂગ-ડાંનું ઢીંગલું ખસેડી નાખશે. તેની જગ્યાએ ખુશરૂ, લાલીઓ ને હુલ્લારામ, ત્રણેને નગ્ન કરીને એક પછી એક ઝકડી લેશે. સ્હેજ ઢળતા બાંધશે. ઉપર બે હાથનાં ને નીચે બે પગનાં કાંડાં બરાબર પગ પૂરા પહોળાવીને બાંધી લેશે. એટલે પછી અમારા મરાઠા મુકાદમને નિશાન લેવામાં એ બંધાએલ શરીરોનો લગરીક થરેરાટ સુદ્ધાં નડતર રૂપ નહિ બને.

કલ્પના તો કરો ભાઈ, મરાઠા મુકાદમની એ સોટીમાં કેટલું કૌવત અને કેટલી હોંશ પૂરાશે એ ટાણે ? ગાભાના ઢીંગલા ઉપર પણ જેણે ઠેકી ઠેકીને સોટીઓ ઝીંકી છે, તેની નેતરમાં આ જીવતા, લોહીછલકતા, લાગણીદાર ભક્ષને દેખી શી શી વીરતા નહિ નાચી ઉઠે !

એક ફટકો—બીજો ફટકો—ત્રીજો, ચોથો અને પાંચમો : રાક્ષસ જેવો લાલિયો 'ઓય'કારો પણ નહિ કરે એ હું જાણું છું. એની પતરાજી કંઈ કમ નથી. એ જડ જેવો એમ ને એમ અભંગ સમાધિ ચડાવીને ફટકા ઝીલશે.

ભલે ને ઝીલે ! એની જીભ નહિ બોલે, પણ એનાં ઢીંઢાં કંઈ થોડાં અબોલ રહી શકવાનાં હતાં ! ચરડડડડ, ખોભળાં ઉતરડાશે. અંદરથી લોહીની શેડો બહાર આવશે. એટલે તો લાલિયો છે તે કરતાં પણ કેવો ભયાનક, કેવો કદ્રૂપો દેખાશે ! કાળા કલેવર ઉપર લાલ ટશીઆની અને ભરોળોની ભાત પડશે. જોવાની મઝા આવશે.

પછી પાંચ નહિ તો દસ ફટકે, ને દસ નહિ તો પંદર ફટકે લાલિયો બેહોશ બની જવાનો. હું તો ઇચ્છું છું કે એ જલદી જલદી શુદ્ધિ ન ગુમાવી નાખે તો સારૂં. કેમકે બેહોશ બની ગયા પછી એને અને ફટકાને શી નિસબત ! જે પીડા ભોગવવાની શુદ્ધિ જ ગુન્હેગારમાંથી વહી જાય, તે પીડા ઉપજાવવાનું શું ફળ ? પછી પેલા બાપડા મરાઠા મુકાદમના હાથમાં ફટકો લગાવવાનો ઉમંગ પણ શાનો રહેશે ? એની મહેનત પોતાની તાત્કાલિક મઝા પૂરતી તો નકામી જશે ના ? કુદરતે મનુષ્યના પીંજરમાં આ બેભાન

બની જવાની ગુપ્ત શક્તિ આપીને અમ જેવાંઓને ભારી મુશ્કેલીમાં મૂક્યાં છે ભાઇ ! પછી તો પેલા ગાભાના ઢીંગલામાં ને બેભાન બનેલ લાલિયામાં શો તફાવત ! પછી તો પત્થરની છીપર પર ઘા કરવા અને લાલિયાનાં ઢીંઢાં ઉપર માર મારવો બન્ને સરખું જ ઠર્યું ને ? ફરક તો ફક્ત ચામડીના ચરડાટ બોલવાનો, માંસના લોચા બહાર નીકળી પડવાનો, બહુ બહુ તો અરધો રતલ લોહી ઝરવા પૂરતો જ ને ? મને ખરેખર આ મરાઠા મુકાદમની મોજ મારી જવા વિષે બહુ લાગી આવે છે.

પછી તો લાલિયાને બેભાન હાલતમાં ઉપાડીને ઇસ્પિતાલે લઇ જવામાં આવશે, એના ઢીંઢા ઉપર દવાઓ લગાવશે, ને આઠ દિવસમાં તો એ હરતોફરતો પણ થઇ જશે.

પણ એની તો બેભાની ય નામોશીમાં ખપશે. જેલનાં પ્રજાજનો કંઇ ઓછાં વટદાર અને સ્વમાની છે, ભાઇ!

હુલ્લારામ પોતાની સજાના ત્રીસે ત્રીસ ફટકા સભાન રહીને ઝીલશે એટલું જ નહિ પણ પ્રત્યેક ફટકે એ 'રામ ! રામ ! રામ !' એવા ઉચ્ચાર કરશે. પછી બાપડા લાલિયાનો તો વકર જ નીકળી જશે ને ? પણ ભાઇ લાલિયા, ફિકર નહિ. 'ઓય બાપ !' અને 'ઓય મા !'ની નામર્દ ચીસો પાડનારા ઘણા ય આંહી પડયા છે. આ ઘોડી અને આ નેતરવાળા મરાઠા મુકાદમના દિદાર માત્ર થતાં જ ભેંકડો મૂકી જેલ-સુપરીન્ટેન્ડેન્ટ સાહેબના ચરણોમાં ખોબો ખોબો આંસુ ઢાળવનારા, માફી માગનારા, મ્હોંમાં જોડો લેનારા પણ ઘણા પડયા છે. એ તમામના કરતાં તારી પાયરી

ચડિયાતી રહેશે. તું રંજ કરીશ ના, વીર લાલિયા! અને તમે ત્રણે જણા ફરી કદી ગંધારી ભાજી ન ખાવાની હઠ પકડીને સહુને ઉશ્કેરી બેસતા નહિ.

પણ હું તો ભારી ઉતાવળી બની ગઇ. ફટકાની સજાનું પ્રભાત ફુટવાને હજુ તો વીસ કલાકની વાર છે; ત્યાં તો મને એ વાતનો કોઇ ગજબ ચરસ લાગી ગયો. મારી કલ્પનાની દુનિયામાં તો મેં ધરાઇ ધરાઇને આ લોહીની તેમજ માંસના લોચાની મ્હેફિલ માણી લીધી.

શું કરૂં? હું તો કાંઇ ફટકા મારવાની ત્રિપગી ઘોડી કે નેતરની સોટી નથી થઇ શકવાની. હું તો રહી જેલ–ઓફીસની બારી. મારે મોઇને પરાયાંનાં આવાં સૌભાગ્ય ભાળી ભાળી છાનાં છાનાં જલવાનું જ રહ્યું. પછી હું કલ્પનામાં એ મઝા ન ઉડાવું તો કરૂં શું?

પણ આવે અવસરે હું જેમ જેમ વિચાર કરૂં છું તેમ તેમ મને આ જેલરો અને સુપરીન્ટેન્ડેન્ટો ભારી ફુત્તા, પાક્કા, પાજી ને બંધા લાગે છે. શા માટે તેઓ પોતે કદી પણ સોટી પકડીને ફટકાની સઝા સ્વહસ્તે નથી કરતા? પેલા મરાઠા મુકાદમને થોડીક માફીની લાલચ આપીને તમે આ કામગરી કરાવો છો સાહેબ! પણ ચાલોને હું તમને 'આઇ. જી. પી.' બનાવવાનું વચન આપું, એક વાર તો આ લાલિયાને આપ જાતે ઉઠીને ત્રીસ ફટકા લગાવો!

નહિ થઇ શકે તમારાથી. તમે તમારા ચહેરા પર ચાહે તેટલી કરડાકી ધારણ કરો ને, કાગળ પર ફટકાની સઝા

છો લખોને, પણ તમારા જીગરમાં એ તાકાત નથી. તમને આ સઝાનો ઉંડો ત્રાસ છે. એ લોહીમાં તમે પોતાના હાથ બોળવા તૈયાર નથી. એટલે જ તમે ખડિયામાં ફક્ત કલમ બોળીને બાકીનું આ યશસ્વી કામ મરાઠા મુકાદમ જેવા વીર માટે જ રાખો છો.

હું તો પૂછું છું કે પેલા મેજીસ્ટ્રેટ સાહેબ ક્યાં છે? શહેરની કોર્ટમાં બેઠા બેઠા ઠંડે કલેજે ફટકાની સઝા ચીતરનાર એ ન્યાયમૂર્તિને આંહી બોલાવોને! એના હાથમાં નેતર આપોને! એને પચાસ કદમ પરથી છલંગો મારીને નેતર વીંઝતા વીંઝતા આવવાનું કહોને? એક જ ફટકો મારવા દો, પછી જુઓ, એ પોતે જ મૂર્છા ખાઇને ભોંય ઉપર પટકાઇ પડે છે કે નહિ? નરવીર મરાઠા મુકાદમ! આ બધા કરતાં તું કેટલો બધો બહાદૂર છે. હું તારાં વારણાં લેવા તલખું છું, પણ આ સળીઆ રૂપી મારા લોખંડી હાથને દીવાલે ઝકડી રાખ્યા છે. પણ ધન્ય છે તારી 'પ્રેકટીસ'ને. પોચા દિલના માનવી તરીકેની તારી પાયરી પરથી પિશાચિતાની નીસરણીનાં અનેક પગથીઆં તને ઉંચે લઇ જાય એ મારી દુવા છે.



## ૯. દાકતર દાદા

સલામ દાક્તર સાહેબ! હું જેલ-ઓફીસની બારી તમને સલામ કરૂં છું. તમારાં તો વારણાં લેવાના મને કોડ થાય છે. કોઇ મારા હાથ છુટા કરે તો હું ખાત્રીથી કહું છું કે તમારાં વારણાં લીધે મારી આ સાંધા-સુંધા વગરની લોખંડી આંગળીઓમાં પણ ટચાકા ફુટે.

તમે કંઇ ઓછાં કષ્ટો ઉઠાવો છો દાદા! બીજાઓ સમઝતા હશે કે તમારૂં ગળું ગલોફામાં પાનપટ્ટી હોવાથી ફુલાય છે, પણ સાચું કારણ તો એક હું જ જાણું છું. તમને તો ત્રાડો પાડી પાડીને કંઠે સોઝો આવ્યો છે. અને એ ત્રાડ પણ કંઇ જેવી તેવી?

"લે જાઓ સાલાકો ચક્કી મેં! ઉસ્કા બુખાર ઉતર જાયગા!"

"જાઓ ડાલો સાલાકો રેંટ-પાટીમેં! પેટમેં અચ્છા હો જાયગા."

"પિચકારી-પિચકારી લેનેકી ના બોલતા હે સાલા હરામી? ઉઠો જાઓ ઉસ્કો કોસ ખેંચનેમેં. સબ દરદ મિટ જાયગા."

બંદીખાનાના કલેજા સરખી એ વચ્ચોવચ્ચ આવેલી ઇસ્પીતાલમાંથી જ્યારે આવા સિંહનાદ ઉઠે છે, ત્યારે દૈત્ય જેવા હજાર પંદરસો બંદીવાનોના પણ હોશ તમે ખાટા કરી નાખો છો. અને ગર્જનાઓ ન કરો તો તમે કરો ય શું બીજું? દવાખાનામાં પૂરી દવાઓ નથી. કેદીઓમાં કૂડકપટ અને ઢોંગાઇનો પાર નથી. સુબેદારને મજૂરી પૂરી કરાવવામાં તૂટ પડી જાય છે, તમે થોડાં દૂધ ચાવલ વધુ છૂટથી આપો તો પેલા છેક પૂનામાં બેઠેલ હાકેમના હૈયામાં પણ વશળો ઉઠે છે. પછી તો તમારી તમામ વિદ્યા એ સાવઝશૂરી ત્રાડોમાં જ રૂપાન્તર પામેને દાદા!

માત્ર ત્રાડો જ નહિ: કોઇ કોઇ વાર તો ઠોંસા અને લાત પણ કેવા અમૂલખ ઇંજેકશનનું કામ કરી આપે છે! "દાદા! દાદા!" કરતો તમારા પગ ઝાલીને બેઠેલો એ દમ-લેલ કેદી જ્યારે ઓચિંતો તમારા પગનો જરીક જોરદાર સ્પર્શ પામીને ચતોપાટ જઇ પડે છે, ત્યારે મારૂં જો ચાલતું હોય તો હું બુઢ્ઢી બુઢ્ઢી પણ આવીને તમારા એ ચરણો ચાંપવા બેસી જાઉં, એવું મારા મનમાં થઇ આવે છે.

સુરસ છે એ રસમ: વિદ્યાલયમાંથી પાસ થઇને સરકારી નોકરી લેનારા એકેએક જુવાન ડાક્તરને પ્રથમનાં બે વર્ષો આ જેલનું દવાખાનું ચલાવવું પડે, એ પદ્ધતિ મને ભારી પસંદ છે. બે વર્ષની અંદર તો ભાષા કેળવાઇ જઇને અમુક

ઘાટીલાં રૂવાબી વાક્યો જીભને ટેરવે રમતાં થઇ જાયઃ દાક્તરની મુખમુદ્રા સૌમ્ય, શાંત અને મરક મરક હસતી હોવાનો જે ખોટો વ્હેમ ચાલે છે, તેને બદલે 'અર્ધ ફોજદાર–અર્ધ જેલર' જેવી વિકરાલ અને લુચ્ચી સિકલ બની જાયઃ દરદીને પંપાળવા પટાવવાના જે ઢોંગધતૂરા પેસી ગયા છે તેને બદલે ધાક ધમકી અને લાલ લાલ આંખો વડે જ અરધું દરદ દબાવી દેવાની શક્તિ પ્રાપ્ત થાયઃ દવાઓને બદલે નર્યાં નિર્મળ જળ વડે જ બિમારી હટાવવાની બાહોશી આવેઃ અને જીવનમૃત્યુ વિષેની એવી ભવ્ય ફિલસુફી ભણી લેવાય, કે હવે દર્દી જીવ્યો તોય શું ? ને મર્યો તોય શું ? એને સાદી શરદી હોય તોય શું, ને ડબલ ન્યુમોનીયા હોય તોય શું ? એન્ટીફ્લોજીસ્ટીન વાપર્યું હોય તોય શું ને એક કોટડીમાં એને ફુગાવી નાખ્યો તોય શું ? દરદીને મળતું દૂધ તે ખાય તોય શું ને બાપડા પેલા થાકીપાકી લોથ થઇ જતા મુકાદમો આવીને મોડી રાતે એ દૂધનો દૂધપાક કરી જમી જાય તોય શું ? મરી રહેલ બિમાર કેદીને મળવા એનાં દૂરવાસી સગાંવહાલાં વખતસર આવી પહોંચ્યાં તોય શું, ને એના ખોળીઆને ફુંકી દીધા બાદ એક કાગળથી ખબર પહોંચડાવ્યા તોય શું ? દવા, સારવાર, સુધામય શબ્દો, રોગીના તપ્ત લલાટ પર 'દાક્તર દાદા'નો એક જ કરૂણાળુ કરસ્પર્શ, અને આખરે અધૂરાં સાધનોની સારવારથી જીંદગીનો ત્રાગડો ન સાંધી શકાતાં, એ 'દાદા ! દાદા !' કહેતી સુકાતી જીભ ઉપર ઠંડા પાણીની ન્હાની શી ટોયલી :— આવા આવા લાગણીવેડાની કશી જ લપછપ ન રહેવા દેનારાં જેલ–ઇસ્પતાલનાં જોડ–વર્ષો તમને મુબારક હજો ઓ પ્યારા દાક્તર સાહેબ !

અને બરાબર ખબરદાર રહેજો હો દાદા! આ નવો જમાનો એવું વિચાર–વિષ પાવા લાગ્યો છે કે દાક્તરની ખુરસી સન્મુખ તો નથી કોઇ ચોર કે નથી કોઇ શાહુકાર–એ તો છે ફક્ત 'દરદી': એના આચાર કે વિચાર સામે જોવાનું નથી દાક્તરોએ: એનો રોગ ભલે હો અકસ્માત, ગફલત યા તો ઇરાદાપૂર્વકની બદફેલ જીંદગીનું પરિણામ–છતાં દાક્તરની આંખોમાં તો એ રહે છે એક અસહાય શરણાગત રોગી: એવી શરણાગતિની ઘડીએ દરદીની અસહાયતાનો લાગ દેખીને "તું તો એ લાગનો જ હતો. તારાં તો કામાં જ એવાં હતાં" આવા ટોંણા મારે તે દાક્તર નહિ: મોતની છાયાને સામી આવી ઉભેલ દેખીને ગભરાઇ ઉઠતો રોગી દાક્તરની સામે ગમે તેવા બકવાદ માંડે ને ગાળો ભાંડે એટલે "તને આ બધું તારૂં મોત બોલાવી રહ્યું છે" એવા બોલ કાઢનાર તે દાક્તર નહિ: મરતાને પણ 'મર' કહે તે દાક્તર નહિ: સાચો દાક્તર તો આખરી ઘડી સુધી દરદી અને મૃત્યુની વચ્ચે ઇલાજો કરતો ઉભો રહે, ને ઇલાજનું સાધન ન હોય તો યમની બિહામણી આંખોના ડોળાને આવરતો, રોગીને ઇશ્વરનું ધામ યાદ આપતો, અને છેલ્લી લડાઇમાં જીવાત્માને સુભટ બનવા પડકારતો ખોળામાં માથું લઇને બેઠો રહે........

ખી–ખી–ખી–ખી........ દાક્તર દાદા! આવી આવી વિચારઘેલછા ઉભી કરનારા આ યુગકાળને પડકારો પેલા કવિરાજના સુપ્રસિદ્ધ શબ્દો વડે કે "થંભો બારણાની બહાર! આ જોદ્ધો જુદો છે." જુઓ તો ખરા, જગલો કેદી ચોકખે-ચોકખો ચક્કી પીસવાની દગડાઇ કરીને એક દિવસનો

આરામ માગવા આવ્યો છે, તેને તમે શી રીતે છુટીનું સર્ટીફીકેટ આપી શકો? એનાં ફેફસાં નબળાં હતાં તો પછી એ આંહી આવ્યો શા સારૂ? ને માજીસ્ટ્રેટે સજા ફરમાવતી વખતે એવો ક્યાં તામ્રલેખ કરી આપ્યો છે કે સજાની મુદત પૂરી થયે એને જીવતો એની ઓરતના હાથમાં સોંપવો? હવે એ ઝાડાપેશાબથી લદબદ પથારીમાં "મારો ટપુડો! મારો ટપુડો!" ઝંખતો સનેપાતમાં દીકરાને સંભારે છે, તે વેળા શું તમે એના લલાટ ઉપર હથેળી મૂકવા અને એનું ગંધાતું માથું ખોળામાં લેવા જાઓ? આપણે તો ઘણું યે સમઝીએ છીએ કે જગલાનો રોગ કંઇ પ્રથમથી જ અસાધ્ય નહોતો. એને આરામ અપાયો હોત તો ત્રીજે દિવસે જ એ ઘોડા જેવો બનીને પાછો ચક્કીએ લાગી પડત. અથવા એ પટકાઇ પડયા પછી પણ પેલી દવાની શીશી ખોલી ન પડી હોત તો એનો ઉગાર થઇ શકત. પણ માણસ શું બહાર નથી મરી જતા? તો પછી આંહી યે શું ન મરે? બહાર તો એને આટલીયે દવા ન મળત.

બેશક તફાવત એટલો કે બહાર એ જગલો એની ઓરતને હાથે સારવાર પામતો, એના ટપુડા દીકરા અને દીવડી દીકરીની સામે મીટ માંડતો, એના ભાઇપિત્રાઇને ભર-ભલામણ દેતો સદ્‌ગતિથી શરીર છોડત. પણ એટલે શું દાદા, તમારે ઉઠીને આંહી એની મા, બાયડી અને એના ટપુડા કે દીવડીના પાઠ ભજવવા? એંહ દાદા, એવા ઢોંગ આપણે પરવડે નહિ. જેટલા સુંવાળા થઇએ એટલું આ લોકોને ગુન્હા કરવાનું પ્રોત્સાહન મળશે. એ ધારાળા ફારાળા અને ભીલડાં બીલડાં એવાં પાજી છે કે આવા સુંદર મકા-

નમાં અને આવી ખુશબોદાર ફુલવાડી વચ્ચે મરવાની લાલચે પણ તેઓ ગુન્હા કરવા મંડી પડશે. વાસ્તે એને તો ઉત્તેજન આપવું જ નહિ. કામ લઇ શકાય તેવો કસ લાગે ત્યાં સુધી દવાદારૂ કરવાં. બાકી એને આંહી પૂરતી વેળા નખમાં ય રોગ નહોતો માટે છોડવાં પણ નિરોગી કરીને, એવી કોઇ બંધણી નથી. દફ્તરમાં એના નામની સામે "ઇસ્પિતાલે ગુજરી ગયો" એટલો શેરો થઇ જાય એટલે આપણે તો નિહાલ થઇ ગયાં.

કેવા બડભાગી છો તમે દાક્તર દાદા! જીંદગીમાં પ્રવેશ કરતા પહેલાં જ તમને એવાં સરસ બે વર્ષો મળી ગયાં કે જેણે જગતની કાળામાં કાળી બાજુ તમારી સામે રજૂ કરી. તમને જગતમાં ક્યાંય ઝંપવા ન આપે એવી હેવાનીઅતનો ખ્યાલ ઠસાવી દીધો. પગલે પગલે તમને આ દુનિયા દોંગી, દગડી ને લબાડ જ દેખાયા કરશે. તમને કોઇનો ઇતબાર નહિ બેસે. તમને છેતરવા જ આવે છે બધા, એવી જાગ્રત મનોદશા રહેશે નિરંતર. દાક્તર બાપડો ઇશ્વરનો દૂત બનવાની કોશિષ કરી ધૂતાય છે, તેને બદલે તમે તમારી તબીબી વિદ્યાની સાથે પોલીસવિદ્યાનું તત્ત્વ જોડી શકશો. તમે ખાટી ગયા ઓ નૌજવાન દાક્તર સાહેબ!

મને તમારા વિનિપાતની બ્હીક ક્યારે હતી, કહું? જ્યારે તમે પેલા બે જુવાન રાજકેદીઓની જીવલેણ બિમારીમાં એક માસના અથાક યત્નો માંડયા હતા ત્યારે; જ્યારે તમે શરૂશરૂમાં સુંવાળું અંતર રાખીને આ દેશભક્તોનું રોમેરોમ તમારા હાથની અમુલખ થાપણ ગણ્યું હતું ત્યારે.

હું ચીસેચીસ પાડતી હતી કે "લપટ્યા, ઓ અમારા બાંધવ, તમે નક્કી હવે લપટી પડ્યા."

પણ ત્યાં તો તમે એ ધર્મની ઉંડી ખોપોમાં ગબડતા બચી ગયા. કેમકે કેદીઓનો તો રાફ્ડો ફાટ્યો. ઇસ્પિતાલ તો સર્વના હિલનમિલનની છુપી આશ્રય–ભૂમિ બની ગઇ. રાજકેદીઓમાં પણ દાદાગીરી કરવા ટેવાયલાઓ ધરાર ધણી બની બેઠા. ફુલોની અધઉઘડી કળીઓ જેવા સુકુમાર કુમારો અને જીવનભરના આજાર આધેડો, અશક્ત બુઢ્ઢાઓ, ગુલાબની પાંખડીઓ શી પગ–પાનીઓવાળા લક્ષ્મીનંદનો અને સાંઠીકડા સાથે હોડ કરતાં કલેવરો થકી શોભતા વિદ્વાનો: આવું જંગી દળકટક જ્યારે જેલમાં આવી પહોંચ્યું, ત્યારે પછી રસોડામાં તુવેર–મગની દાળ ગભરાઇને જળસ્વરૂપ બની ગઇ. જુવાર–બાજરીના રોટલા કરવતે વેરવા જેવા થઇ રહ્યા. અપચો, ઝાડા, મરડા, ઇત્યાદિનાં બૂમ બોલી. દૂધભાતના તબીબી ખોરાક માટે ત્રાગાં થવા લાગ્યાં. એ દળકટકમાં જેઓ વડા ગણાતા તેઓનું પ્રયાણ ઇસ્પિતાલના પલંગો તરફ વિના રોગે પણ વધતું જ ગયું. જીવતર ધરીને જેમણે કદી જુવારબાજરીનો સ્વાદ જાણ્યો નથી તેવા દૂધમલીઆઓ તમારી સામે હક્કનો અવાજ કાઢતા ઉભા રહ્યા.

ક્યાં પેલા જગલા ફગલાની રાંકડી કાકલૂદી, અને ક્યાં આ હક્કદારીના સ્વમાની શબ્દો! તમારી સામે ખાલી બાટલીઓ હસે છે; તમારા માથા પર છેક ધૂને બેઠેલા હાકેમનો કાળો ઓળો હથોડો ઉગામી ઉભેલ છે; અને પેલા જગલા ફગલાના ચિર સહવાસે તમારી જીભને અસૂક

જાતના વળાક વળાવ્યા છે. પછી તો તમારી અકળામણ કંઇક આવા શબ્દોમાં ઉચ્ચાર પામે જ ને!—

"તો પછી આંહી આવ્યા શું કામ?"

"આંહી કાંઇ સેનીટોરીઅમ થોડું જ છે?"

"કસરત કરોને, રોટલા પચી જશે."

"શું મીસ્તર તમે દૂધભાત ખાવા સારુ થઇને આ ઢોંગ કરો છો?"

"આમને ચક્કીમાં ઉપાડી-જાવ ચક્કીમાં, એટલે બધી ફરિયાદ ટળી જશે."

શાબાસ દાદા! આ તમારી વાત મને ગમી. તમે પાછા આપણે સીધે માર્ગે ચડી ગયા ખરા. આપણી નજરમાં તો તમામ કેદી સરખા: ચાહે જગલો ખૂન-કેદી હોય કે ચાહે મધુસૂદન રાજકેદી હોય. વળી એકવાર જંગમાં ઝુકાવી બેસનાર જુવાનને તો એની ફીશીઆરી બદલ આવા ટોંણા સારવાનો આપણને હક્ક છે. અને આપણા જેવા તો જેઓના હાથ નીચે ચાર ચાર કંપાઉન્ડરો ચાકરી કરતા હોય તેવા બાજરમાન દાકતર સાહેબો જેલની બહાર ભલે આપણી પૂજાના અધિકારી રહ્યા, આંહી તો તેઓ પણ કેદી જ લેખાય ને? તો પછી તેઓ શા અધિકારે આંહીથી અમુક જ દવા માગી લઇ શકે? તેઓએ પણ આપણી જ સારવાર નીચે મૂકાવું રહ્યું.

મને તો દિવસરાત એ જ ફિકર થયા કરે છે દાદા, કે આ નવા યુગના હાથમાં જેલોની સત્તા સોંપાશે એટલે તેઓ જેલ-ઇસ્પિતાલોના વહીવટમાં ભયાનક પરિવર્તન કરી નાંખશે. એ નવા કારભારીઓ આવીને પ્રથમ તો પેલા રવિવારીયા હિન્દુ–મુસ્લીમ ધર્મોપદેશકોને રૂખ્સદ આપશે. આત્માના ઉદ્ધારને બદલે આ લોહી પરૂ ને મળમૂત્રે ભરેલા દેહની સાચવણ ઉપર ભાષણો દેનારાને નોતરશે. ઇસ્પિતાલોમાં રોગીની સારવાર શીખવવાના વર્ગો કાઢશે. જાદુઇ ફાનસો અને સીનેમાની ફિલમો બતાવી શરીરસુખાકારીના ઇલમો ભણાવશે. એકેએક કેદીને ભલી જીભે બોલાવી ચલાવી દાક્તરો એના સાચા 'દાદા' બનીને રહેશે. ગંભીર માંદગી ભોગવતા કેદીની પથારીએ એના સ્વજનોને તેડાવી ચાકરી કરવા દેશે. ઓસડિયાંની અછત હશે તો જેલની જ જમીન ઉપર વૈદકની વનસ્પતિઓ વવરાવશે. આખો દિવસ મજૂરી ખેંચનારા હજાર દોઢ હજાર જણ વચ્ચે આજ તમે બે જ જુવાનો તૂટી મરતા સુંઆઇ જઇ મિજાજ ગુમાવી બેસો છો, તેને બદલે તે વખતે એક જેલર ઓછો કરીને ત્રીજો તબીબ કાં નહિ વધારે? અને એ દોઢ હજાર કેદીઓમાંથી જ પચીસ જણને ચૂંટી 'નર્સીંગ'માં પ્રવીણ નહિ બનાવે?

આવી તો કૈંક ઉથલપાથલો કરી નાખવાની રાહ જોતો બેઠો છે આ નવલોહીયો નવો જમાનો. મને તો ધાસ્તી છે ઓ દાદા, કે તે દિવસે તો તમે પણ બદલી જશો. તમારા કલેજામાં પણ કુણાશ પેસી જશે. હું શું જુઠી બ્હીક રાખું છું? વચ્ચે શું તમે પોતે જ નહોતા પોચા

પડી ગયા? ક્યારે, કહું? પેલા એક સાહેબ થોડા મહિના આવી ગયા ત્યારે.

પહાડોના શિખર પરથી ઉતરેલો એ તો એક દેવદૂત હતો. કોમે અને વંશે એ ઇસ્લામીઓનો 'હજરત' હતો. શુદ્ધ આરબી ખાનદાનનું લાલ ગુલાબી લોહી એની શિરાઓમાં વહેતું હતું. એની મુખમુદ્રા પર ઝગારા મારનાર કેવળ દેહની તંદુરસ્તી જ નહોતી; એ તો હતી અંતરાત્માની નિરોગિતા. એના બાલક જેવા મ્હોંમાથી જનેતાના સ્તન પર તાજું ધાવેલ ધાવણ ઝરતું હોયને જાણે, એવું હાસ્ય ઝરતું ને એવી જ વાણી ફોરતી. અરધા માથા સુધી ખેંચાયલું એનું લલાટ ધૈર્ય અને વિચારશીલતાનાં કિરણો પાથરતું હતું.

એને આવ્યાં ચાર જ દિવસ ઉગીને આથમ્યા ત્યાં જ શું આ કારાગૃહની કાળાશ ભોંઠી પડીને નાઠી નહોતી? બુરાકોના દરવાજા દર પ્રભાતે પૂરેપૂરા ઉઘાડા મૂકાતા ત્યારે શું કેદીઓનાં હૈયાં નહોતાં થનગની ઉઠતાં? “બાપ આવ્યો! આપણો સગો બાપ આવ્યો!” એવા શબ્દો શું એકેએકના અંતરમાં નહોતા ગુંજતા! એણે તો શાસન-સ્થાપી દીધું—શંકાને બદલે વિશ્વાસનું, દમદાટીને સ્થાને સભ્ય સમજાવટનું, અનુકમ્પાનું, વાત્સલ્યનું.

ને છતાં એના શાસનકાળમાં જેલની શિસ્ત તો જરીકે તૂટી નહોતી પડી. એની ભલાઇથી ખૂનીડાકુઓ કોઇ વિફર્યાં પણ નહિ. કામકાજ ક્યાંય કમતી પણ ન ઉતર્યું. બંદીવાનોના દિવસો જાણે કે દોટમદોટ ચાલ્યા જવા લાગ્યા.

જેલને ખુણે ખુણે એના આત્માનાં અજવાળાં અજવાળાં છંટાઇ ગયાં.

એનાં એ માણસો: એટલી જ ઓછી દવાઓ: એનું એ જ દાળશાકનું પ્રમાણ: નવું કરવાની કશી જ સત્તા લઇને એ પહાડોમાંથી નહોતો ઉતર્યો. પરંતુ દોઢ હજાર બંદીવાનોને ભૂખ હતી કોઇ માયાળુ મુખના દર્શનની, માયાળુ બોલની, માયાળુ વર્તાવની: એ ભૂખ આ નેકપાક ડાહ્યા મુસ્લીમે ભાંગી.

કદાચ કોઇ કોઇ લાલિચો, અલીખાં કે પેથો કેદી એને છેતરી ગયા હશે. જાણીબુઝીને એણે પોતાની જાતને છેતરાવા દીધી હશે. પોતાની જાતને કોઇક વાર છેતરાવા દેવામાં પણ મહાનુભાવતા રહેલી છે.

નહિ તો એની આંખ શું તમારા કરતાં ઓછી ચકોર હતી દાદા? એની ત્રાડ શું ઓછી બુલંદ હતી? એના કદાવર શરીરમાં રૂવાબ શું જેવો તેવો ભર્યો હતો? એનો એક ગડદો કે એની એક પાટુ ખમી શકે તેવો કોઇ વજ્રકાય કેદી હતો શું આ કારાગારમાં?

ચાર મહિનાનું સ્વપ્ન દેખાડીને એ તો ચાલ્યો ગયો પાછો પહાડો ઉપર. બલા ટળી! પણ હું તો કંપી રહી છું એ જ બ્હીકે મારા જાની દોસ્ત દાક્તર દાદા, કે આવો આવો અકેકેક આદમી નવી સત્તાઓ લઇને નવા કાર્યક્રમો સાથે જે દિવસે પ્રત્યેક જેલ ઉપર ઉતરશે, તે દહાડે તમારા જેવા જુવાનો તો ઝટ ઝટ પલટી શકશે, પણ મારા જેવી પોણોસો સો વર્ષોની ડોકરીનું તે દહાડે શું થશે? મારાં આંસુનાં જવાહિર બધાં લૂંટાઇ જશે ને?

## ૧૦. 'ઔર કુછ ?'

"ડાટ કપડેકી સઝા તુમકો !

"ઔર કુછ ?"

"ચુપ રહો ! હાથબેડી ડાલો. લે જાવ ઇસ્કુ."

"ઓર કુછ ?"

"ઐસા ? પાંઉબેડી."

"ઓર કુછ ?"

"દો દિન કાંજી."

"ઓર કુછ ?"

"આડી બેડી."

"ઓર કુછ ?"

"લે જાવ યે બદમાશકો. કલ પચીસ ફટકા લગાઓ."

દરવાજાની અંદર આજ સોમવારને સવારે આ ફટાકડાની પેટીની શી તડાફડી બોલી રહી છે, હેં ભાઈ હનુમંતસીંગ દરવાન !

હાં હાં, આ તો કેદી નં. ૪૦૪૦ નો, સાહેબની સન્મુખ આજે ખટલો થયો છે. નં. ૪૦૪૦ શું આટલી બધી ખુમારીથી 'ઔર કુછ' 'ઔર કુછ' કહેતો સજાઓ માગતો ગયો ? ને છતાં સાહેબની તપતી જતી ત્રાડોની સામે એ કેદીએ શું આટલી બધી ખામોશ ધરી રાખી ? 'ઔર કુછ' ના એના સ્વરોએ આખર સુધી પોતાનું સપ્તક બદલ્યું જ નહિ ? સાહેબની આંખનાં ચશ્માંની આરપાર પણ જ્યારે ભડકા ઉઠતા હતા ત્યારેય નં. ૪૦૪૦ની ભારેલી ભઠ્ઠી અદીઠી અને એવી ને એવી સબૂરીથી જલતી રહી !

એક એક ટંકના બે બે રોટલાથી પણ ભૂખ્યો રહી જતો કેદી નં. ૪૦૪૦: કેદમાં આવ્યો ત્યારથી જ ચક્કી પીસતાં પીસતાં એ ગમાર લુખો આટો ફાકી જતો હતો. એક દિવસ એની આ ભયંકર ચોરી પકડાઈ ગઈ. એની નાની શી કસૂરને માટે મુકાદમે એનું કાંડું ઝાલી, એની કાકલૂદીની અવગણના કરી, એને કાયદાકાનૂનની સમજ પણ પાડયા વગર જ્યારે વડા હાકેમની ખુરસી સન્મુખ 'ખટલો' કરી ઉભો રાખ્યો, ત્યાં સુધી એને લાજ હતી, ડર હતો, કમ્પ હતો. પણ પછી તો એણે સજાનું માપ એક વાર માપી લીધું. બીજી વાર અને ત્રીજી વારને ખટલે જ્યારે એને પૂછ્યાગાછ્યા વિના ડાકુ મુકાદમની ફરીઆદ પરથી ઉપરાઉપરી સજાઓ અપાઈ: અને મંગળવારને મંગળ મુરતે એને ફટકા લગાવવામાં આવ્યા, ત્યારે પછી બસ કેદી નં. ૪૦૪૦ ફાવી ગયો, નિહાલ થઈ ગયો.

એને ત્રિપગી ઘોડી ઉપર તદ્દન નગ્ન કરીને, લંગોટ પણ ઉતારી લઇ, એનાં ઢીંઢાં ઉપર જે લીલી દવા ચોપડવામાં આવી તે દાક્તર દાદાની જ બનાવેલી દવા: પછી લીંટનું ભીનું પોતું એ ફટકા પડવાની મુલાયમ જગ્યા પર લગાવ્યું તે પણ દાક્તર દાદાએ જ લગાવ્યું. પછી પેલા પહેલવાન પઠાણ મુકાદમની પાસેની બે નેતરની સોટી ભીંજવવામાં આવી તે પણ એ દાદાએ જ બનાવેલી લીલી દવા વડે. પછી એ વીંઝી વીંઝીને ચગાવેલી સોટી જ્યારે એક, બે ને ત્રણ ફટકે તો પેલી લીંટનું પોતું ઉતરડી, ચામડી ચીરી, લોહીમાંસના ભર્યા સરોવર સમાન એ નં. ૪૦૪૦ના ઢીંઢાંમાં હર ફડાકે જળક્રીડા (અરે અરે રક્તક્રીડા) કરવા લાગી, ત્યારે પણ દાક્તર દાદા જ પાસે ઉભા રહી, એ ચીરાને તપાસી હુકમ આપતા હતા કે 'ચલાવો! ફિકર નહિ, ખમી શકશે.'

પાંચ ફટકા વટાવી ગયા પછી તો નં. ૪૦૪૦ સમાધિસ્થ થઇ ગયો હતો. પરંતુ પછી જે વેળા એને જાગૃતિ આવી તે વેળા એણે જોયું કે પોતે ક્યાં હતો, અને પોતાની આ દશા કરનાર મુખ્ય માણસ કોણ હતો.

પોતે હતો ઇસ્પિતાલમાં. ત્યાં દાક્તર દાદા કેવા પ્યારથી એનાં ચીરાએલ ઢીંઢાં પર મલમપટા કરતા હતા! ઘોડી પરથી છોડ્યા પછી ત્યાં ને ત્યાં પાટાપીંડી કરી એને એ નિદ્રસ્થ અવસ્થામાં જ ઝોળીએ નાખી લેવરાવી આવનાર પણ દાક્તર દાદા જ હતા. વળી દાદાએ જ કહ્યું કે "દોસ્ત, આજથી આઠ દિવસ સુધી તને દૂધ ઉપર જ રાખવાનો છે."

આમ છતાં એ નં. ૪૦૪૦ શા સારૂ સાજો થયા પછી દાક્તર દાદા ઉપર જ દાંત કચકચાવીને મુક્કો ઉગામતો હતો! શું દાદાએ ચોપડેલી પેલી લીલી દવાનો હેતુ ફટકાની વેદના વધારવાનો હતો? પોતું લગાવ્યું તેથી જ શું એના ઢીંઢામાં પહેલે ફટકે કાળી લાય ઉઠેલી? અને કેદી પૂરા પંદર ફટકા ઝીલવા સશક્ત છે એ ખાત્રીપત્રક દાક્તર દાદાએ દીધેલું એમાં દાદાનો બાપડાનો શો અપરાધ?

"હાથમાં આવે તો ટોટો જ પીસી લઉં દાક્તરનો; છોડું નહિ. ભલે ફાંસીએ લટકાવે!"

આવા અસ્પષ્ટ બોલ નં. ૪૦૪૦ના બે હોઠ વચ્ચે ફફડાટ કરી રહ્યા છે. કેદી બેવકૂફ સમઝી શકતો નથી કે આમ તે શા માટે કરવામાં આવ્યું. એ મનમાં મનમાં પૂછે છે કે અલ્યા ભે! મને દવા કરતા કરતા ફટકા મારો છો: ફટકા મારતા મારતા દવા કરો છો: એક તરફ જલ્લાદને ઉભો રાખો છો ને બીજી તરફ ઉભા રાખો છો દાકતરને. પહેલાં પ્રથમ જાણે કોઇ સાત જન્મોનાં વેર વાળવાં હોય તેટલા ઝનૂનથી માર મારો છો ને પછી પાછા પાટાપીંડી કરાવો છો. પહેલાં ઘોડી પર મારો વધસ્થંભ ભજવો છો ને પછી ઝોળી પર પોઢવાનું માન મને આપો છો: પહેલાં પૂરો રોટલો પણ દેતા નથી, ને પછી પાછા આઠ દિવસ સુધી દૂધનો આહાર આપો છો. તે કરતાં મને તમારી ઘંટી પીસતાં પીસતાં આટો ખાવો ન પડે તે સારૂ એકાદ રોટી વધારે આપી હોત?

આ તે તમારી કેવી અદ્‌ભૂત સમતોલનીતિ! કેટલી અદલ ઇન્સાફીઅત! ધન્ય છે એ ફટકાની સઝાના કો' પરમ

શોધક પુરુષને! પણ દાકતર–દાકતરનો તો હું ટોટો જ પીસી જઇશ. હું મૂર્છા ખાઇને ઘોડી ઉપર સારા દેહનો ઢગલો કરી પડ્યો હતો, ત્યારે પણ એની ઇન્સાનીઅત ન પોકારી ઉઠી કે હવે આ મુડદા પર શા પ્રહારો કરાવવા?

ભાઇ કેદી નં. ૪૦૪૦! તું ગેરવ્યાજબી આટલો ઉશ્કેરાઇ જાય છે આ દાકતર દાદાની ઉપર. બેભાન થયા પછી તારા પરના ફટકા એણે પૂરા કરાવ્યા તે તો ઉલટાનું સારૂં થયું. પાંચ જ ફટકે તને એ ત્રિપગી ઘોડી ઉપર સીઠી નીંદ આવી ગઇ. અને પછી કેટલી લજ્જત પડી તને બાકીના ફટકા ખાવાની? તારે અને ફટકાને પછી શી નિસ્બત હતી યાર!

હિસાબ તો ગણ ભુંડા, ખરી રીતે તને તો માત્ર પાંચની જ વેદના વરતાઇ ને? એટલે કે તારૂં કામ તો પાંચથી જ પતી ગયું ને? બાકીના દસ તો તારા બેભાન ખોળીઆ પર પડીને પૂરા થઇ ગયાને? એક તો તું ખાટી ગયો, બીજું જેલવાળાની સઝા સચવાઇ ગઇ, ને ત્રીજું દાકતર દાદાને વારંવાર દયાર્દ્ર બની જઇ જેલર ઇત્યાદિની નજરે અળખામણા બનવાનું મટ્યું.

વળી તારે આ બધી પૂછપરછ કરવાની જરૂર પણ શી છે મારા ભાઇ! એક તો તને મફત આટો ફાકવા મળ્યો. પછી તને આઠ દિવસની છુટ્ટી મળી. દૂધ મળ્યું. ફટકાની સઝાનો અણમૂલ અનુભવ મળ્યો. શરીરનો કયો ભાગ વધુમાં વધુ યાતના ખમીને પાછો વહેલામાં વહેલો રૂઝ ઉપર આવી જાય છે તેનું તબીબી જ્ઞાન મળ્યું. કેટલું બધું મળ્યું! તું ખાટી ગયો.

અને દાકતર દાદાનો ટોટો તારે પીસવાની જરૂર જ નથી. તું નક્કી માનજે, એનો આજનો દિવસ કડવો ઝેર થઇ ગયો. એને આજે ઘેર જઇ ખાવું ભાવવાનું નથી. મરચુંકોથમરી નાખીને પતિની માનીતી અડદની દાળ પકાવી વાટ જોતાં બેઠેલાં દાકતરાણી આજે દાકતર દાદાનાં નયનોનું અમી દેખવાનાં નથી. એની નાની દીકરી અરૂણા–વરૂણા–લતિકા–કે મંજરી–જે હો તે નામની–આજ બાપાના હોઠની ચુમી પામશે નહિ. દરેક કામમાં ને સ્થાનમાં તારા ઢીંઢાના માંસના લોચા જ એની નજર સામે તરવરી ઉઠશે ભાઇ નં. ૪૦૪૦! એની ખીંતી ઉપર લટકતો કાળો ઓવ-રકોટ આજે રાત્રિયે એને તારા, ઘોડી પર ઢળી પડેલા મુર્છિત કલેવરનું જ સ્મરણ કરાવશે.



## ૧૧. એક નવી યોજના

બેભાન ખોળીઆ ઉપર ફટકાના પ્રહાર ! આપણાં કારાગારની કેવી અનિર્વચનીય અને અજોડ એ શિક્ષા છે ? તમારો મત ગમે તે હો ભાઈ નં. ૪૦૪૦, પણ ફાંસીની સઝામાં એ નવીનતા તો નથી જ. આની તો ખુબી જ ન્યારી છે. આનું તો દૃશ્ય જ રોમન સંસ્કૃતિના જાહોજલાલી કાળના પેલા ગુલામોના તમાશાને ય ઝાંખપમાં નાંખે તેવું છે.

અમારો રાજકેદી કહે છે કે સંસ્કારવંત રોમન પ્રજાની એ ઉત્સવઘેલી મેદની વચ્ચે ઓ ભાઈ નં. ૪૦૪૦, તારા કરતાં તો ત્રણગણા વધુ રુષ્ટપુષ્ટ, સુડોલ અને જોરાવર બબ્બે ગુલામોને ખુનખાર દ્વંદ્વ ખેલવા સર્કસમાં ઉતારતા. ખાસ આ ઉત્સવને સારુ જ ખવરાવી પીવરાવી મદમસ્ત બનાવેલા એ બેઉ ગુલામ બાંધવો કેવા સરસ ઝનૂનથી લડતા ! પોતાની વચ્ચે કશું ય અંગત વેર ન હોવા છતાં કેવળ આ ઉત્સવને રસભર્યો બનાવવા સારૂ એ બેઉ પોતાની વચ્ચે બનાવટી ઝનૂન ઉભું કરતા, ભાલે અને તરવારે એકબીજાનાં શરીરો ભેદતા. એ સામસામાં શસ્ત્રોની હુલ્યો

પડે તેમાંથી લોહીના ફુવારા ઉછળતા, એ રાતા ફુવારા નિહાળી નિહાળીને હજારો રોમવાસીઓ કેવા હર્ષાન્વિત થઇ થઇ, તાળીઓ પાડતા !

ખાસ કરીને કોમલાંગી રોમન સન્નારીઓ કેટલું બધું ઉત્સવ-સુખ આ શોણિત-ફુવારાઓ નિહાળી નિરખીને પામતી હતી !

અને આટલાં બધાં સભ્ય સુંદર સંસ્કારશોભન સ્ત્રી-પુરુષોને સારૂ પોતાના ક્ષુલ્લક જીવનની કુરબાની કરી તમાશો સર્જાવતો, પોતાના મોતને પુનિત માનતો, એક હર્ફ પણ બોલ્યા વિના ફક્ત ચકળવકળ આંખો તરફડાવી હજારો ગાઉ દૂરની પોતાના ગામપાદરની નદીને કોઇક કિનારે પોતાના વતનનાં ઝુંપડાને આંગણે રમતાં પોતાનાં સીદકાં ભૂલકાં તથા એ ભૂલકાંની હબસણ માની મીઠી યાદને પોતાની છાતીના લોહીમાં નવડાવતો એ પરાજિત હબસી જ્યારે પરલોકગમન કરતો, ત્યારે રોમન રાષ્ટ્રોત્સવની કેવી કમાલ કમાલ બોલી જતી આ ભાઇ નં. ૪૦૪૦ !

ત્યારે મને એમ થાય છે, કે આ ફટકાની સજાને શા માટે આટલી બધી જેલોની અંદર છાને ખુણે પતાવી દેવામાં આવે છે! શા માટે એને ઉત્સવના રૂપમાં નથી મૂકી દેતા ? મને તો ખાત્રી છે કે હજારો પ્રેક્ષકો ઉંચી ફી આપી આપીને પણ આ ફટકા-ઉત્સવ જોવા ટોળે વળશે. રોમન તમાશાની બે હબસીઓની સામસામી કાપાકાપી કરતાં તો ભાઇશ્રી નં. ૪૦૪૦ જેવાનું આ ઢીંઢાં-ભંજન કેટલું વધુ રસભર્યું થઇ પડશે ! ખાસ વધુ ખેંચાણ આમાં રહેલું છે, તે તો એ છે કે ફટકા ખાનારના તો હાથપગ જકડાયલા હોય છે, વળી એ નખશિખ નગ્ન હોય છે. સોટી મારનાર વિજેતા ખૂબ કળા વાપરીને સોટી ચગાવતો આવે છે, એક પ્રકારનું શૌર્ય-નૃત્ય કરતો આવે છે, અને એની સોટીને ધાર વા અણી ન હોવા છતાં ય સોટી ચામડું ચીરીને છેક અંદર ઉતરી જાય છે એ શું ઓછું અદ્ભૂત છે ! સર્વથી વધારે અલૌકિક, સુંદર અને યુગ-

નવીન તો એ છે કે નં. ૪૦૪૦ને ઘોડી પર બેભાનીની મધુરી નીંદ આવી ગયા પછી પણ ફટકા પડ્યા કરે છે! આવું એક પણ રસતત્ત્વ હોય તો બતાવો મને પેલા રોમન તમાશાની અંદર.

હું તો ખાત્રી આપું છું કે લોકો આ ફટકા–ઉત્સવને માણવા ખૂબ ખેંચાઇ આવશે. સન્નારીઓ પણ અનેક આવશે. અને આપણે તે લોકોનાં હૃદયોને આઘાત ન પહોંચે તે સારૂ પ્રથમથી જ એવી જાહેરાત કરશું કે આ મારની વેદના, ચીસાચીસો, લોહીનાં છાંટણાં, માંસના ચુંથા, મૃત્યુ સમાન મૂર્છિત દશા, ઇત્યાદિ તમામ તમાશાને અંતે કેદી પાછો દૂધ, દવા અને સુંવાળી સારવાર પામે છે; આઠ દિવસે તો હતો તેવો ને તેવો 'તગડો' બની કામે ચડી જાય છે; આમાં સરવાળે તો કોઇને મરવું પડતું નથી; ફટકા ખાનાર તેમજ મારનાર પાછા તમામ ખુન્નસ વિસરી જાય છે. એ રીતે આ તમાશો તો પેલા રોમન તમાશા કરતાં ખૂબ ખૂબ વિવિધતાભર્યો, પ્રેમમય ને દયામય છે.

ને તેમ છતાં ય તાત્કાલિક ઘાતકીપણાના એ દૃશ્યથી જો કદાપિ પ્રેક્ષકોનાં અંતર આકૂળ બની જાય એવું લાગતું હોય, તો આ ફટકા-તમાશો ઉકલી ગયા પછી તૂર્ત જ ત્યાં સંગીતના જલસા, સીનેમા, નૃત્યની મ્હેફિલ વગેરે ગોઠવી શકાય. પીણાં અને નાસ્તો પણ પિરસી શકાય. શા માટે નહિ? અમેરિકા દેશમાં ગોરાઓ સીદીસીદણોને બજાર વચ્ચે જીવતાં બાળી નાખવાનો જલ્સો પૂરો કરીને પછી તૂર્ત જ કેવા ખાણીપીણી કરવા હોટેલોમાં ચાલ્યા જાય છે!

મારી તો જીકર આટલી જ છે ઓ ભાઇ નં. ૪૦૪૦, કે સંસ્કૃતિના ઇતિહાસમાં અજોડ અને જુક્તિમય આ ફટકા-ક્રીડાને દુનિયાનાં રાજશાસનની એક અમૂલખ શોધ અને સિદ્ધિ તરીકે જલસાનું સ્થાન આપી સદા જીવતી રાખવી તથા તેમાંથી સ્હેજે સ્હેજે મળનારી લાખો રૂપૈયાની આવક વડે થોડું વધુ લશ્કર ઉભું કરવું, કે જેથી અનેક બેકાર જુવાનોને રોટલી આપી શકાશે. તારા જેવા ફટકા ખાનારને પણ રૂપીઓ આઠ આનાનું મ્હેનતાણું આપી શકાશે. દાક્તર દાદાને પણ અહીં બે વર્ષ સુધી પ્રાઇવેટ પ્રેક્ટીસ નથી, તો તેને ય બક્ષિસ અપાય.

આમ બધી બાજુથી વિચાર કરતાં આ ફટકાની મ્હેફિલ મને બહુ વહાલી ને ઉપયોગી લાગે છે તેથી જ હું ફરી ફરી એનાં ગુણગાન ગાયા કરૂં છું અને મારા એંશી વર્ષના અનુભવમાંથી આવા તંગીના કાળમાં નાણાં રળવાની તરકીબ દેખાડું છું.

માટે ઓ ભાઇ નં. ૪૦૪૦ ! તું આમાં બાપડા દાક્તર દાદા ઉપર દાંત પીસતો ના. તું એ બાપડા મરેલાને શું મારવાનો હતો ! તારા જેવાએ તો અકકેક દિવસની ઢોંગ-લીલા વડે એની જુવાનીની ખુમારી હરી લીધી છે. તારી અને તારા ગોઠીઆઓની કરામતોમાં એ ગુંચવાઇ ગયેલ છે. શરીરના અનેક સુંવાળાં અંગો ઉપર કયું ઘાસ અથવા કયા વેલાનાં પાંદડાં ઘસવાથી ભંબોલા ઉપડે તે તમે સહુ શીખી ગયા છો. એવા ઇલમો અજમાવીને તમે દાદા સામે તમારા લોહીલોહાણ સોજા દેખાડતા ઉભા રહો છો. તમારાં

શરીરોની એ ઇલમો વડે કરેલી અવદશા દીઠી ન જાય તેવી હોય છે. એથી છેતરાઇ છેતરાઇને દાદાએ બાપડાએ તમને ઘણી ઘણીવાર રેંટ ચક્કી કે સ્ટેશન પાટીનાં કાસો-માંથી છુટી અપાવી. ઘણા રોજ ઇસ્પિતાલના ખાટલા તમને ખુંદાવ્યા.

પણ હવે તો દાદાની બુદ્ધિને તમે બરાબર અટવાવી દીધી છે. સાચી અને બનાવટી બિમારી વચ્ચેનો ભેદ એ પારખી શકતા નથી. તમે જઇને દયામણું મ્હોં કરી ખડા રહો છો કે તુર્ત જ દાદા તમારા ઉપર તર્કટનો જ અંદેશો આણીને ત્રાડ પાડી ઉઠે છે: સુકાં સાથે લીલાં પણ સળગે છે દાદાના એ કોપદાવાનળમાં.

"લે જાઓ સાલાકો ચક્કીમેં, ઉઠા જાઓ રેંટપાટીમેં !" એવી દાદાની સિંહ-ગર્જનાઓ ઉઠે છે.

દાદા ! હું તમારાં વારણાં લઉં છું. અનેકનાં આંસુઓની ઘોળેલી મારી કંકાવટીમાંથી હું તમારે ભાલે ચાંદલો કરૂં છું. આશીર્વાદ આપું છું કે નં. ૪૦૪૦ જેવા અનેકને ફટકા-ઘોડી પર બંધાવવાનો તમે લ્હાવો પામો !



## ૧૨. જોર કિતના ?

નં. ૪૦૪૦ જ્યારે અહીં ઓફીસમાં આવે છે ત્યારે હું ખુશખુશાલ બની રહું છું. એ તો મહારાજા બન્યો છે મહારાજા. એને ડર ગયો છે. કેદીઓને થરથરાવી ઢીલા પાડી નાખનારી તમામ સઝાઓનો સ્વાદ એણે કરી લીધો છે. સઝા રૂપી તમામ તલવારોની ધારને એણે બુઠ્ઠી કરી નાખી છે.

એક પછી એક સઝાને હસતે મ્હોંયે વધાવીને 'ઓર કુછ ?' કહી નવનવા સરપાવ માગતા જતા એ કેદીએ જેલની સત્તાને છોટી કરી બતાવી. તમામ સઝા એક પછી એક અને સામટી, જેમ ફરમાયેશ થઈ તેમ તેણે ભોગવી બતાવી. નં. ૪૦૪૦ સરણીયો બન્યો એટલે તો ઉલટું એનામાં પડેલું ગુપ્ત હૈવત પોલાદ જેવું અભેદ્ય બન્યું.

આજે એ સહી લેવાની શક્તિએ એને જગતના ચક્રવર્તીની ખુમારી આપી છે. એ કોઈ મુકાદમને, વૉર્ડરને, જેલરને કે સુપરીન્ટેન્ડેન્ટને ગનકારતો નથી. કારાગારના કરવતના દાંતા એણે એક પછી એક ભાંગી નાખ્યા છે.

ને હવે તો પગમાં બેડી પહેર્યા વિના એને ગમતું નથી. એક જ પગે બાંધવામાં આવેલી દસ શેર સાંકળના રણઝણાટ કરતો એ જ્યારે દરવાજે આવે છે, અને દરવાનો એની સામે જોઇ રહે છે, ત્યારે એ અફસોસ કરતો કહે છે કે—

"નહિ નહિ, આ એક જ પગની બેડીથી મને મઝા નથી પડતી. ચાલવામાં દમામ ક્યાં દેખાય છે? અરે યારો, મુઝકો દોનું પાંઉમેં આડા-બેડી હિલવા દો! આહ્, આડીબેડી પહેરીને પહોળા પગે ચાલવામાં કેવી તબીયત ખુશ હોતી હે! છાતી કાઢીને પહેલવાનની માફક ચાલી તો શકાય! આદમીના બદન જેવો મરોડ તો લાગે!"

—ને સાચેસાચ એ નવો ગુન્હો કરીને આડી બેડી મેળવ્યે જ રહે છે. પણ એ શું કમ શોખીન છે! સારામાં સારાં વિલાયતી નળીઆંનાં ઠીકરાં વીણીને એનો ભૂકો કરી પછી નં. ૪૦૪૦ પોતાના આરામના સમયમાં બેડીને ઘસ્યા જ કરે છે. પણ ઠીકરાંથી કાઢેલો ચળકાટ એને સંતોષી શકતો નથી. માથું ધૂણાવીને એ બબડે છે કેઃ—

"નહિ નહિ, આ નહિ ચાલે. રૂપાની ચમક ન આવે ત્યાં સુધી જીગર ન માને."

દીપડા જેવી પોતાની આંખે એ ચારે તરફ નજર કરે છે. પછી એને ઇલમ યાદ આવે છે. લુહારકામના કારખાનામાં જઇને એ કાનસની ચોરી કરે છે.

કાનસની ચોરી! ભયંકર ગુન્હો! જેલના સળીઆ કાપીને ન્હાસી જવાની કોશીશ! અનેક જેલોના કેદીઓ એક કાનસની મદદથી પલાયન કરી ગયા છે. નં. ૪૦૪૦! તું પકડાઇશ તો તને ભારી આકરી નશ્યત કરશે હો!

"છો કરે! પણ હું નં. ૪૦૪૦! હું કાટેલી, કાળી, કદરૂપી બેડી તો નહિ પહેરૂં. કરવી તો બાદશાહી કરવી ચાર! નહિ તો જીંદગી શા કામની! જીવવું તો મરદની રીતે જીવવું!"

એમ એ કાનસથી ઘસીને બેડીમાંથી ઝળાંઝળાં તેજ ચળકાવે છે. પછી જ્યારે એ બહાર નીકળે છે ત્યારે રાજરાજેન્દ્રને ય ઇર્ષ્યા કરાવે તેવું ગૌરવ એ છાંટતો જાય છે. આવ આવ ભાઇ નં. ૪૦૪૦! આજ તારી મુલાકાત આવે તો હું કેટલી ભાગ્યશાળી બનું! તને તો હું નિરખી નિરખીને જોવા ચાહું છું.

ભાઇ નં. ૪૦૪૦! જેલર સા'બ દરવાજે જ ઉભા છે, છતા એની સફેદ ગાદીવાળી ખુરસી ઉપર બેસીને તું કેવી હાકેમી ભોગવી શકે છે! સહુના શ્વાસ ઉંચા ચડી જાય છે. બધાને ફફડાટ લાગે છે કે જેલર સા'બ હમણાં જ આ તરફ નજર કરશે અને નં. ૪૦૪૦ ને શુંનું શું કરી નાખશે?

"શું કરી નાખશે!" નં. ૪૦૪૦ નો નિડર આત્મા પૂછે છે સહુને કે "કરીકરીને શું કરી નાખશે! એના ખીસામાં દસ બાર જે સજાઓ પડી છે તે આપશે ને? તેની તો અજમાયેશ થઇ ગઇ છે યારો! ન ગભરાવ."

પોતાની પછવાડે શું બની રહ્યું છે તે રજેરજ જાણતો છતો ય જેલર બાપડો જાણે કે બહેરો બની ગયો છે. કોઇ પણ વાતે નં. ૪૦૪૦ ત્યાંથી ખસે એની વાટ જોતો જેલર દરવાજાની બહાર ચાલી નીકળે છે.

કમબખ્તી થઇ, ભાઇ નં. ૪૦૪૦! તારી આ ખુમારીનો ચેપ પ્રસરતો પ્રસરતો બીજા તારા જેવાઓને લાગ્યો તે તો ઠીક, પણ એ તો જતાં ચોંટયો છે આ નવા મુંડાયેલા બાલકેદીઓને પણ. વિફરવા માંડયા છે પેલા નમૂછીઆ છોકરાઓ. નં. ૪૦૪૦ ની માફક એ લોટ ફાકી જતા નથી, કાનસ ચોરતા નથી, બીજા ગુન્હા કરતા નથી; પણ અપમાનકારક હુકમો ન ઉઠાવવાની ખુમારી બતાવે છે. ઉભડક પગે 'ફાઇલ'માં બેસવા સુધીની વિધિ તો એ ખમી ખાય છે, પણ એની યે ઉપર જ્યારે—

"પાંઉ પર હાથ!" એવી હાકલ મુકાદમ મારે છે, ત્યારે આ છોકરાઓનું કોણ જાણે કઇ ઉંડી હૃદયગુફામાં સૂતેલું સ્વમાન જાગી જાય છે.

"નથી મૂકતા, પગના પોંચા પર હાથ મૂકીને હમે આ ખુનીડાકુઓના સર્કસમાં ભળવા નથી માગતા."

"નીચી મુંડ નથી રાખવાના અમે."

"ઇન્સ્પેકશનને ટાણે હોઠ લાંબા તાણી રાખીને દાંત બતાવવાની ડ્રીલ અમે નથી કરતા."

"નથી કરતા, નથી કરતા, નથી કરતા એ બધી અમારી માનવતાને નીચે પછાડનારી ક્રિયાઓ. જા તારાથી થાય તે કરી લે."

"ચલો, ચલો ખટલા કરના હે તુમારા !"

"ખટલો" એટલે તોહમતનામું અને નશ્યત. દર રવિ-વારની રાત એટલે આ નમૂછીઆ લડવૈયાઓને માટે કતલની રાત. કેમકે સોમવારે પ્રભાતે તેઓનું સુપરીન્ટેન્ડેન્ટને હાથે ઇન્સ્પેકશન. એ ઇન્સ્પેકશનને ટાણે બસ 'ખટલા'નો કોઇ હિસાબ નહિ.

સા'બ ! યે હુકમ નહિ માનતા.

સા'બ ! યે કામ નહિ કરતા.

સા'બ ! યે સામને બોલતા.

કોઇ અનુભવી અને કાબેલ સોર્ટરના હાથમાંથી ફેંકાતા કાગળોની ઝડપે અમારા હાકેમ સાહેબના હોઠમાંથી એક એક પછી એક સઝાઓ વછૂટે છે. અને આ નમૂછીઆઓ 'નથી કરતા, બસ નથી કરતા !' એવો તોર રાખી કેવી કેવી સઝાઓ સ્વીકારી લ્યે છે ! સઝા તો સ્વીકારે છે, પણ સઝાની ઠેકડી કરીને આપણો સહુનો મોભો હણે છે આ મુકાદમ ભાઇઓ !

ટાટ કપડાં આપીએ છીએ, તો 'ચાઇના–સીલ્ક' કહીને પહેરે છે.

કેદીનાં ચગદાં ચોડવા આપીએ છીએ તો ચકચકિત માંજીને મ્હોં જોવાના અરીસા બનાવે છે!

'અંધારી ખોલી' માં પૂરીએ છીએ તો ચોપડીઓ વાંચવાનો વૈભવ માણે છે. જે ભજનપ્રાર્થના આપણે બુરા-કોમાં ગાવા નથી દેતા તે તો તે લફંગાઓ ખેવડી દાઝે ત્યાં પડયા પડયા ગાય છે. અને અફસોસ, આકાશનાં ચાંદરડાં સાથે મુંગી વાતો કરે છે. બારણાના કાળા કીટોડા જેવા સળીઆ સાથે મહોબત કરે છે અને.......આપણા ઝીણાબોલા જેલરને તેઓ 'ફૂઇબા' નામ આપીને જુલમોની તમામ કડવાશનો વિનોદ બનાવી કાઢે છે.

હવે બસ એક ફટકાની સજા તેઓના ઉપર પડવી બાકી રહી છે.

પણ ઓ સારી ત્રિપગી ઘોડી બ્હેન! તારો મોભો જો તૂટશે, તો ડર જેવું શું બાકી રહેશે આ આપણી દુનિયામાં!

નં. ૪૦૪૦ નો રંગ ચડતો જાય છે આ નમૂછીઆ-ઓને. એકેએક સજાનો સ્વાદ અમારે લઇ જોવો છે એવું એ બધા અંદરોઅંદર બોલ્યા કરે છે. પાંચ જ ફટકે ભાન ચાલ્યું જતું હોવાની વાત જાણ્યા પછી તો તેઓ ખૂબ જોશમાં આવી ગયા છે. હસતા હસતા તેઓ ગાય છે કે:—

"દેખ લેંગે જોર કિતના
બાજુએ કાતિલમેં હે!"

તમે બધા ત્રાડો પાડીને પીઠ ફેરવો છો ત્યાં જ એ બધા હસી પડે છે.

કિનો લેવાની ભયાનક શક્તિ તે ટીખળ છે. સત્તા સામે હસતાં શીખ્યો તેનો વિજય છે. હાય રે! આ અબે રૂમાલો નાખીને ઉભેલા, સુકોમલ મુખાકૃતિવાળાં નમૂછીઆ છોકરાઓએ આજ ઉપહાસ કર્યો! એ ઉપહાસ તારો નથી થયો ઓ વીરા મુકાદમ! એ ઠેકડી તો થઇ રહેલ છે જગતની સર્વશ્રેષ્ઠ માનવ–સત્તાની.

આપણો મોભો તૂટી ગયો ઓ રાજરાજેન્દ્ર! અપણો વક્કર નીકળી ગયો. આપણી બાંધી મુઠીનો ભરમ ઉઘડી ગયો.

નમૂછીઆ છોકરાઓ! કાનમાં–મને એકલીને તો જરા કહેતા જાવ!—આ ઠેકડીનાં હાસ્યો તળે તમે કયો અગ્નિ સંઘરી રહેલ છો?

આછી આછી ધુમાડાની શેડ્ય નીકળે છે. હું ભાળું છું. ધુમાડાની શેડય જ છે ફક્ત. ગુંચળાં નથી, ગોટેગોટ નથી. ફક્ત એક દોરા જેવી રેખા!

"ડોકરી! રાંડ! તારો એ મતિભ્રમ છે."

કોણ બોલ્યું એ?



## ૧૩. હરામના હમલ

ત્રિવેણી ડોશી આવીને દરવાજાની અંદર ઓટલા ઉપર બેઠી છે. વરસાદમાં ભીંજાયલા પંખીની માફક કાળો સાડલો સંકોડીને શિયાળાની પ્રભાતે બેઠી છે. ત્રિવેણી ડોશી આડું અવળું જોતી નથી, હલતી કે ચલતી નથી. આ હું જે રીતે બેઠી છું તેવી જ નિર્જીવ રીતે બેઠી છે.

હનુમંતસીંગ દરવાન ! તમારા હાથે આજ બે લાખ ને ત્રીસ હજારમી વાર તાળામાં ચાવી ફેરવો, દરવાજાની બારી ઉઘાડો, બહાર મોટરની જેલ–ગાડી ત્રિવેણી ડોશીને શહેરની કોર્ટમાં તેડી જવા સારૂ આવી ઉભી છે.

ત્રિવેણી ડોશીને સવારની ખોરાકીના બે રોટલા અહીંથી ભેગા બંધાવ્યા છે, પણ ડોશીનો મિજાજ કંઇ કમ છે ભાઇ ! રોજેરોજ એ તો પીંજરાગાડીમાં ચડતી વેળાએ પોતાના બન્ને રોટલા બહાર ઉભેલાં કૂતરાંને નીરી દિયે છે. આખો દિવસ એનો મુકર્દમો ચાલશે, નહિ ચાલે તો પણ એને તો સાંજ સુધી કોર્ટમાં તપવું પડવાનું. આમ ત્રણ ચાર મહિનાથી ચાલે છે, હજુ કેટલા ય દિવસ ચાલશે, ત્રિવેણી

ડોશીનાં કોઇ સગાંવહાલાં ત્યાં આવતાં હશે તો કદાચ પહેરેગીરની રજા લઇને એને દાળીઆ મમરા દેતાં હશે, ને નહિ હોય કોઇ, તો ડોશી સાંજરે પાછી આંહી આવીને રોટલામાંથી કટકી કટકી મમળાવીને પાણીના ઘુંટડા સાથે પેટમાં ઉતારશે. ત્રિવેણી ડોશી બામણી ખરીને, તેથી આંહીના રોટલા શહેરમાં લઇ જઇને શે ખાય ?

ત્રિવેણી ડોશીને એના ગરીબડા દિદાર પરથી દોરવાઇને તમે કોઇ નિરપરાધી કે દયાપાત્ર ના માની લેતા હો કે ? એના ઉપર તો મુકર્દમો ચાલે છે એક ખૂનનો. ને ખૂન પણ કંઇ જેવું તેવું ?

પઠાણ જેવા પઠાણનું ખૂન. પઠાણ બાપડો ગામડાંના દોંગા ખેડુતોને દયા ખાઇને વ્યાજે નાણાં ધીરતો'તો, અને પાક તૈયાર થાય ત્યારે બોટુકલી બોટુકલી છુરી દેખાડીને ખેડુતો કનેથી વ્યાજ સુદ્ધાં નાણાં માગતો; બાપડો લાલ લાલ ડોળા ફાડીને કાકલૂદી કરતો; ત્રેવડ ન હોય તેવા ખેડુત કનેથી વહુદીકરીઓનાં શિયળ માગી લઇને પણ ચલાવી લેતો; અને આ પાજી દગલબાજ ખેડુતોના ફાંસલામાંથી ઉગરવા સારૂ બાપડો ગામોગામના અમલદારોને ગાય જેવી પોતાની ગરીબ જીંદગીની રક્ષા માટે હમેશાં સાધેલા રાખતો. સહુની સાથે એને તો હૈયા સામી હેતપ્રીત હતી.

પણ કોણ જાણે શું યે ઝનૂન ચડી ગયું આ ત્રિવેણી બામણીને તથા એના ગામના પંદર ઘાતકી ખેડુતોને, કે સોળે જણાંએ મળીને બાપડા રાંકડા; અચ્ચરવાળ, હેતાળ

અને પરાર્થે જીવન સમર્પણ કરી રહેલ એ શાહુકાર પઠાણનું ઠંડે કલેજે કાસળ કાઢી નાંખ્યું.

ગંગા નદી નક્કી અવળી વહે છે. નહિ તો એક બ્રાહ્મણી બુઢ્ઢી ઉઠીને પઠાણ–હત્યા જેવું પાપ કેમ કરી બેસે? એથી યે વધુ અચંબો તો મને કાલે થયો. વીસ જ વર્ષની એક બીજી બ્રાહ્મણી આવી. ઘાટીલો ગોરો દેહ: મ્હોં ઉપર દીનતાભરી માધુરી: હાથમાં બે મહિનાનું બાળ. બે બંદુકધારી પોલીસોએ આવીને છ મહિનાની સજાવાળી આ ઓરતને જ્યારે દરવાજે સુપ્રત કરી, ત્યારે અમારો જેલર એના મ્હોં સામે તાકી રહ્યો. અણસાર પારખી. બોલી ઉઠ્યો—

"ઓ હો હો, ત્રીજી વાર તું આવી પહોંચી. બાળકને રઝળતું ફેંકી દેવાના ગુન્હા બદલ આ તારી ત્રીજી યાત્રા! તને કંઇ દયા છે કે નહિ? પેટના બાળકને તેં ત્રણ ત્રણ વાર સડક ઉપર ચગદાતું મૂકયું!"

"નહિ સાબ! નહિ સાબ!" અમારો બ્રાહ્મણ કારકૂન મારી આરપાર પાનની એક વધુ પિચકારી ઉડાવતો બોલી ઉઠ્યો: "એ લડકા ઉસ્કા ધનીકા નહિ હે, યે તો હે વિધવા. ઇસ્કુ ઓર લડકાકુ કયા? હોયગા કોઇ મુસલમાનકા, કોઇ ગુંડાકા, કોઇ ઉસ્કા જેઠકા, કે સસરાકા! હા–હા–હા–હા–ઓ વિધવા કુછ કમ નહિ હોયગી, સમજે સાબ!"

"અરે સાબ!" એને લાવનાર પોલીસોએ સમઝ પાડી: "જડજ સા'બ જીકર કર કર બેઝાર હો ગયા,

કે ઓરત, તું ઉનકા નામ દે, જીસસે યે બચ્ચા તુઝે પેદા હુવા. મેં વો સાલાકો તેરી યા બચ્ચાકી પોશાકી ખોરાકી ભરનેકા હુકમ કરૂંગા. લેકિન સાબ, યે ઓરત કિસી મર્દકા નામ જ નહિ દેતી. તીન દફે જેલમેં આઇ, મગર નામ નહિ દેતી! ઐસી જીદ્દી હૈ યે ઓરત!"

"હેં!" અમારો જેલર બરાડી ઉઠયો: "તું નામ કેમ નથી દેતી એ સાલા હરામીનું, હેં બેવકૂફ? એમાં તારૂં શું જાય છે? નામ દઇ દે, નામ દઇ દે!"

પરંતુ વીશ વર્ષની વિધવા બ્રાહ્મણી ડોકું ધુણાવીને નિઃશબ્દ ઉભી રહે છે. પોતાને ફસાવી ખસી જનાર પુરુષને પોતે પોતાની જોડે ડુબાવવા તૈયાર નથી.

આ કુલટા વિધવાની ખાનદાનીને ઓશિસે પુરુષ તો માથું મૂકીને નિરાંતે સૂતો હશે. એ કોણ હશે? હશે કોઇ આબરૂદાર સજ્જન. ન્યાતનો કોઇ અગ્રેસર હશે. ત્યજેલી અને રાંડેલી દ્વિજપુત્રીઓની જીવાઇઓ મુકરર કરાવી દેનારો જ્ઞાતિપટેલ હશે. જેના નામનો ઉચ્ચાર આવી કોઇ કુલટાની જબાનથી ન થઇ શકે એવો કોઇ મહા કુલવાન, ઇજ્જતવાન, ધર્માવતારી ત્રિપુંડધારી હશે? અથવા સંતાનનું પોષણ ન કરી શકે તેવો કોઇ ત્યાગી ધર્માચાર્ય હશે? જે હોય તે: આ વિધવાની હૃદય-દાબડીમાં એનું નામ સલામત છે.

તમે આ કુલટાના માથા પર ફિટકાર વરસાવો છો ને? વરસાવો. એ જ લાગની છે રાંડ! ઉઘાડી પડી ગઇ એની

અનઆવડતને કારણે. અને પાછી ખાનદાન બનવા ગઇ પેલાનું નામ છુપાવીને. ને પોતાના પેટનું ફરજંદ ફેંકનારી હૈયાવિહોણી છે એ તો એવું હતું તો શા સારુ એણે ગર્ભને ધારણ કરી રાખ્યો પૂરા મહિના સુધી ? શા માટે વખતસર ઠેકાણે ન પાડી નાખ્યું પોતાનું પાપ ? અને આવા ગુલાબી બાળકને સંસારમાં ઉતાર્યા પછી સડક પર કાં ફગાવ્યું ? ફગાવ્યું તો પછી ધોરી રસ્તા પર જ શા માટે ? કોઇ કુવો તળાવ નહોતાં ? કાંટાની વાડય નહોતી ? કોતર ખેતર નહોતાં ? પહાડ ખીણ નહોતાં ?

આ મુરખી તો બાળકને પોતાના એકના એક કોરા સાડલાના કટકામાં લપેટી, મ્હોમાં અંગૂઠો મૂકી, છેલ્લી બચી ભરીને ધીરેથી સુવાડી આવી ધોરી રસ્તાને કાંઠે. વળી પાછી ત્યાં ને ત્યાં ઝાડની ઓથે પોતે જોતી ઉભી રહી. ને પાછી સાદ કાઢીને રડતી હતી. બચ્ચું છાતીએથી છૂટતું તો નહોતું; છતાં કોઇક દયાવંતને વળગાડવું હતું. પોતાને સંઘરવાની ત્રેવડ નહોતી, છતાં પાછું વાત્સલ્ય એટલું છલકાઇ જતું હતું કે ત્યાં ઉભાં ઉભાં જ એનું સુરક્ષણ જોવું હતું, ને એને વિજોગે રોવું હતું. શી એની લાગણીઓની લડાલડી મચી હતી !

વિધવા છતી થઇ ગઇ પોતાની જ કાબેલીઅતને અભાવે. ન્યાયાધીશે એને નશ્યત કરી છ માહિનાની. ઇન્સાફ અને કાયદો આ ઝલાઇ ગયેલ અપરાધિની ઉપર ચડી બેઠા. છ મહિનાની મુદત માટે તો મા અને બાળ બેઉને રોટલા પૂરશે આ ધર્મરાજ. પણ તે પછી ? તે પછી આ માનું શું ? આ બાળકનું પેટ કોણ પૂરશે ?

ઇન્સાફ તો કહે છે કે અમારૂં કામ તો નશ્યત કરવાનું છે; બાળકને સાચવવાનું નહિ.

છ મહિને મા બહાર નીકળશે ત્યારે બાળકના દૂધનું શું થશે ?

ઇન્સાફ—કે જેણે બાલકને રઝળતું મૂકનાર માતાને સજા કરી—તે ઇન્સાફ પાછો સજ્જ રહેશે ફરીવાર એ જનેતાની બાલ–હત્યાની નવી કોશીશને નશ્યત કરવા માટે. ખુદ બાલકને માટે શું ?

ત્રીજે દિવસે જેલરની ઓફીસમાં બૂમ લઇને ઓરતની બરાકમાંથી બુઢ્ઢી મેટ્રન આવી પહોંચી : સાબ, પેલી જુવાન બામણી એના લડકાને ધવરાવતી નથી. ચોગાનમાં રઝળતું મૂકે છે. બોલાવતી નથી. તેડતી નથી. બાલક ચીસો પાડે છે તે તરફ પીઠ વાળીને બેઠી છે.

—અને જેલર ઉપડે છે માથામાં ટોપો નાખી, હાથમાં લાકડી હીલોળી, રોષ કરતો ઓરતોની બરાકમાં.

'કેમ નથી ધવરાવતી ?"

"શા માટે ધવરાવું ? છ મહિના પછી જીવતું રાખીને ક્યાં લઇ જાઉં ? અહીં જ ભલે એનો અંત આવતો."

"તારી સાથે તું જ્યાં જાય ત્યાં લઇ જજે."

"મને તો મારાં રૂપરંગ છે ત્યાં સુધી કોઇક ને કોઇક સંઘરશે. આ સાથે હશે તો મને કોઇ નહિ ઉભી રહેવા આપે. એને પોતાના પાપ તરીકે કોઇ નહિ સ્વીકારે."

"તું મજુરી કરજે."

"બ્રાહ્મણી વિધવાને આ પાપના પોટા સાથે કોઇ મજુરી કરવા યે નહિ છાણવા આપે. વેશ્યાને ઘેર પણ જો જગ્યા માગીશ તો બાળકને બહાર ફગાવીને આવવાનું કહેશે. જેલર સા'બ! અમે તો ઉંચા વરણનાં ઠર્યાં."

જેલર થીજી ગયો. એણે ટેલીફોન કર્યો શહેરના અનાથ-ગૃહમાં. માએ પોતાના કલેજાનો એ જીવતો ટુકડો જુદો પાડીને અનાથગૃહે મોકલ્યો.

## ૧૪. નવો ઉપયોગ

કો'ક કોક દિવસ અહીં જેલરના ટેબલ ઉપર ચોપડી-ઓનો ઢગલો થાય છે. એમાં બીજા અનેક દેશોની વાતો લખેલી હોય છે. લખ્યું હોય છે કે ફલાણા દેશમાં તો બાળક એટલે પાપ નહિ–પછી છો એ ગણિકાનું હોય. બાળક દીઠું એટલે તુર્ત જ રાજના રખેવાળો ઉપાડી લ્યે. રક્ષા આપે. આયાઓને સુપ્રત કરે. ઉછેરી ઉછેરીને જુવાન બનાવે. ભણાવે ગણાવે, કસબ કારીગરી શીખાવે, ઇજ્જતદાર શહેરી બનાવે.

ખબરદાર! રાજ કહેશે, એનાં માબાપનું નામ કોઇ પૂછશો મા. એનાં માવતર છો ને દુનિયાનાં ઉતારનાં ય ઉતાર હો; બચ્ચું તો નિષ્પાપ છે, બિનગુન્હેગાર છે. ખરેખર તો એ રાજનું જ સંતાન છે. એનાં માવતરનું નામ સંભારી આપવું એ પણ એના અપમાન બરોબર છે. એ માંસનો લોચો હતો ત્યાં સુધી હતો માતપિતાનો. માંસરકતનાં તો તમામ રોગ દુર્બલતા એને માતપિતાના વારસારૂપે મળી ગયાં. એટલા અપરાધની સજા એણે મેળવી લીધી. પણ એમાં આત્મા પ્રવેશ્યો તે તો અનંતનો પ્રવાસી છે : યુગયુગાન્તરનો એકલવિહારી છે. એ તો છે

દિવ્યનો વારસદાર. પ્રજાનો એ પુનિત હાથપગ બનશે. ખબરદાર એને કોઈએ ભ્રષ્ટાનું સંતાન કહી અળગો ધકેલ્યો છે તો ! રાજ એનાં માતતાત છે, ને પ્રજા એની જાતિ છે.

આવું આવું લખ્યું'તું એ ચોપડીમાં. બીજી ચોપડી બોલતી હતી કે બીજા ય કેટલા દેશો છે. ત્યાં તો અહીંની જ માફક 'હરામના હમલ'ની ગંધ લેતા શ્વાન શા પોલીસો વિધવાનો પીછો લ્યે છે. અને જીવતાં જણેલાં બાલકોને કબ્જે લઈ, સમાજથી છેટાં રાખી ઉછેરી મોટાં કરે છે : ને ભરજોબનનાં લોહી ભરાતાં એ સમાજબાતલોને ખંભે રાઈફલો ઝલાવે છે–હુકમ દેવાની સાથે જ હરકોઈને ફુંકી દેવા સારૂ : ગામડાં બાળવા સારૂ : શત્રુઓના સીમાડા લૂંટવા સારૂ : ને મોકો મળે તો દુશ્મનોની વહુદીકરીઓનાં કલેવરો પણ ચુંથવા સારૂ.

પલટનોની પલટનો ભરેલી હોય છે આવી 'હરામના હમલ'ની દૂધમલ ઓલાદથી. આભડછેટીઆ સંસારે એને તારવી કાઢીને નોખાં કતલખાનાં સર્જ્યાં છે. ને એનાં શરીરોની જીવતી દિવાલો ચણાવી છે–પોતાનાં સફેદ પાપાચરણોની રક્ષાને સારૂ.

હું આંહી પત્થરોની ભીંસમાં ઝકડાએલી છું ને, હસી હસીને મારી પાંસળીઓ ભેદી રહી છું ને, તેમાં કોઇ કોઇ વાર આ સામેની સડક થરથરી ઉઠે છે, દૂરદૂરથી ચાલ્યાં આવતાં રામઢોલ અને રણશરણાઈઓ આ હવાનાં તંતુઓને કમ્પાયમાન કરી મૂકે છે; અને થોડી વારે હું જોઈ રહું છું

એ રણવાદ્યના તાલે તાલે કદમ ભરતા જુવાનોનાં લંગર પછી લંગર.

શા ગોરા ગોરા એ બધા ગાલ : શા પ્રભાતની સુરખીથી રંગેલા એના હોઠ : આંખોની કીકીઓમાં આકાશનું અંજન: છાતીમાં એકકેકું સરોવર ભરેલું : અરેરે, આવા એકકેક બેટાને મારી કુંખે ધારણ કરવા કહો તો હું સાત સાત અવતાર સેવું. મારા અંતરમાં કશુંક ઉભરાય છે. કશીક ધારાઓ છુટવા મથે છે. જાણે હું એ તમામનાં મ્હોંને ધોળાં ધોળાં ધાવણની ધારે ભરી દઉં !

પણ હાય હાય ! મારે છાતી જ ન મળે ! મારે થાનેલાની જગ્યાએ લોહીમાંસ વગરના સોંસરવા ખાડા જ છે. મારે તો રહી છે નર્યાં લોખંડી સળીઆની જ કાળી કાળી પાંસળીઓ !

"આમ જોઇ લે ડોકરી !" રણઢોલ અને રણશીંગાં મને કરડે અવાજે કહી રહ્યાં છે : "જોઇ લે, અમે અમારા સમાજના એઠવાડમાંથી કીડાઓને વીણી લઇને કેવા વાઘ–દીપડા સરજાવ્યા છે ! જ્યાં છુટા મૂકીએ ત્યાં વિનાશની જ્વાલાઓ બનીને ફરી વળે. પૃથ્વીના પોણા ભાગમાં, ડોશી, આવી અમારી ક્રિયા ચાલી રહી છે. નધણીઆતા છોકરાઓને અમે નાખી યે નથી દેતાં, અમારા સમાજની ફુલવાડીમાં એને જવા દઇ આભડછેટ પણ ઉભી નથી કરતા, અમે તો એનાં લશ્કરો ઉભાં કરીએ છીએ. અમે તારા દેશના આર્યો જેવા કમઅક્કલ નથી, તેમ પેલા રુશિયનો જેવા ઉતરેલા પણ નથી. અમારૂં તો છે દુનિયાદારીનું સર્વશ્રેષ્ઠ ડહાપણ : તારા

દેશના વાણિયાઓની વ્યવહારબુદ્ધિના અમે પૂજારીઓ છીએ.”

રામઢોલ અને રણશીંગડાંએ આ બધું ય કહ્યું તે હું સાંભળી રહી. આ પત્થરો જો મને થોડીકવાર છુટી મૂકેને તો હું દોડી જઇને એ રામઢોલનાં પેટ ફોડી નાખું, ને શરણાઇઓનાં ગળાં મરડી નાખું. પણ મારે તો આંહી બેસીને જોવું જ માંડેલું છે.

આવા ગોરા ગોરા હજારો હાથમાં બંદુકડી પકડાવી, એને માણસોના ચારા ચરવા મોકલનારને કોણ દેખાડશે એ પ્રત્યેકની જનેતાની હૈયાવરાળો ! કોઇ કુમારિકાએ કે વિધવાએ આ અકકેકનો ભાર ઝીલતાં ને જન્મ દેતાં, ને પછી પોતાના અત્યાચારી કો' કુટુંબી કે કુળવાન પુરુષની આબરૂ સારૂ રઝળતું મેલતાં શી શી વેદના ઉઠાવી હશે !

અત્યારે એ જનેતાઓ જોતી હશે કે જે નાના હાથમાં પોતે બંસી, પ્રભુપોથી કે નિર્દોષ હથોડાપાવડા ઝલાવવાનાં સ્વપનાં સેવ્યાં હશે, તે હાથમાં બંદુકો ફુંફાડે છે. કોઇ ગર્ભિણીને ગર્ભને ઉઝેરતાં ઉઝેરતાં ઇસુની અને માતા મેરીની યાદ રહેલી હશે; કોઇને પોતાના દેશનો પ્રેમગાયક કો' કવિ કે શાંતિના શબ્દો પાડનાર કો' ગ્રંથ-કાર એ નવે માસ સાંભર્યા કર્યો હશે, કોઇએ ધ્યાન ધર્યું હશે પોતાની હતભાગિની સ્ત્રીજાતિના કોઇક ઉદ્ધારકનું, ખાણનાં મજૂરણઓાંના કોઇક તારણહારનું, મંગળના તારાને અડકવા ઉડનાર કોઇ વિમાનીનું, ઉત્તર ધ્રૂવને કિનારે પહોં-ચનાર કોઇ સાગર–વીરનું. એમાંની કોઇ ગર્ભધારિણી નાદ

કની નટી હશે, નૃત્યસુંદરી હશે, સાધ્વી હશે, કિન્નરકંઠી ગાયિકા હશે, વિદ્યાલયે ભણતી વિદૂષી હશે, દેવળના ધર્મપાલની પુત્રી હશે, વહાણવટીનો વિજોગણ હશે, દવાખાનાની નર્સ હશે, કોણ જાણે કેવા ય સુંદર સંસ્કારોએ સોહામણી એ મા કોઇ ઇજ્જતવાનને ફાંસલે ફસાઇ ગઇ હશે !

એ તમામનાં ફરજંદોની આ એક જ સરખી દશા ! તમામના હાથમાં બંદૂકડી ! એ પ્રત્યેક સુંદર દેહ તોપોના મ્હોમાં ફેંકવા ઘાસનો પૂળો બન્યો. એને હુકમ અપાતાંની વારે જ એ ગોળીઓ છોડશે–કોઇ બેકારોનાં ટોળાં પર, કે જેમાં કદાચ એની જનેતા પણ ઉભી હશે; કોઇ કારખાનાંના હડતાલીઆ પર, કે જેની અંદર એ જ જનેતાના ગર્ભે સેવાએલ પોતાનો સગો ભાઇ પણ શામેલ હશે; કોઇ પરદેશી સૈન્ય ઉપર, કે જેમાં પોતાના સરખા જ માતાના ત્યજેલાઓ પેટને ખતાર પટ્ટા બાંધીને ઉભા હશે.

પણ હું તો વિના કારણ આટલી ઉકળી ગઇ. પારકા દેશમાં પાપનાં છોકરાંનું આમ થાય છે ને તેમ થાય છે તેની શી તમા પડી છે મારે ? હું તો કહું છું કે ઘણી ખમ્મા મારા દેશની ધર્મનીતિને ! નારીજાતને તો જગતકર્તાએ જ નીચ સર્જી છે, ત્યારે જ એની કાયામાં આવાં પાપ ઉગી નીકળે છે ને ! પ્રભુએ જ પુરુષને ઉંચેરો સ્થાપેલો છે, એટલે જ એને પાપનાં પરિણામ ધારણ કરવાનું જોખમ નથી. માટે આ ભ્રષ્ટાઓ અને કુલટાઓ છો એનાં પાપનાં ફળો ભોગવતી. એનાં દુરાચારનાં પેદા થયેલ બાળકો જેમ તેમ ટુંકાં પતી જાય તો જ સમાજનો ઉગાર

છે. આંહી જો એ બાળકોને રાજપાલિત પ્રજાજનો બનાવવાની નીતિ પેઠી તો અમારા પવિત્ર કુળાચારના બાર વાગી જશે. પછી તો, વંઠેલનાં જણ્યાં ખાનદાનનાં ફરજંદો જોડે એક નિશાળે ભણશે, ઉંચાં બુદ્ધિતેજ બતાવશે, વરશેપરણશે, ને મોટી પાયરીઓ પર ચડી બેસશે, તો અમારી ન્યાતજાતનું, વર્ણાવર્ણીનું, વંશપરંપરાની અમીરાતનું ને આર્ય રક્તની વિશુદ્ધિનું શું થશે? કોઇ કોઇનાં મા બાપનું નામ ન પૂછી શકે તો તો પછી કુળવાન કુળહીનનો ભેદ શી રીતે સમજાશે?

મને તો આ 'હરામના હમલ'નાં છોકરાં માટે એક ઉપાય સૂઝે છે. રાજની સત્તાવાળાઓએ તો કોઇ બાઇને 'હરામના હમલ' રહે એનો ચોક્કસ જાપ્તો રાખવો. બની શકે તો એને સારૂ છુપી પોલીસનું જૂથ વધારવું. પૂરે મહિને પ્રસવ કરાવવો. પછી પ્રસવનાર માતાને સજા કરવી, કે જેથી ધર્માચાર્યો વગેરે રાજી રહેશે. પેલાં છોકરાંને મા ધવરાવે ત્યાં સુધી ધાવણ પર ઉછેરવાં, એટલે કંઇ વધારાનું ખર્ચ નહિ કરવું પડે. અને માનું ધાવણ મૂકી દીધા બાદ એના આટલા આટલા ઉપયોગ થઇ શકે :

એક : કોઇ પણ દાકતરને નવી રસીનો પ્રયોગ કરવો હોય તો એ બાળકો ઉપર કરાવવો.

બીજું : જીવતાં માણસની વાઢકાપ કરવાનું, કોઇ નવીન શોધને સારૂ જરૂરનું જણાય ત્યારે આ છોકરાંમાંથી વેચાતું દેવું.

ત્રીજું : કોઇ ધર્મગુરૂને ચેલો જોતો હોય તો એમાંથી વેચાતો આપવો.

ચોથું : કોઇ પણ ઈંગ્લાંડની અથવા અમેરિકાની ચોપડીઓ લખનારી કે ભાષણ કરનારી બાઇને, હિન્દુસ્તાન દેશની નાલાયકી પુરવાર કરવાનાં ભાષણો આપવાનાં હોય તો એના નમૂના બતાવવા સારૂ પીંજરામાં પૂરીને અક્કેક જીવતું છોકરૂં આપવું. તેની સાથે એ છોકરાનું ખર્ચ ન આપી શકાય તેવું હોય, તો એ છોકરાને મારી નાખી, એના શરીરમાં મસાલો ભરીને કાચની પેટીમાં ગોઠવી આપવું.

આથી કરીને હિંદના અનેક લોકો તમને ધન્યવાદ આપશે. જાતિ અને ધર્મ નિર્મળ રહેશે, ભ્રષ્ટાચાર પેસવા નહિ પામે, અને નવ માસ ભાર વેઠનારી માતાઓને પણ સંતોષ મળશે કે સંતાન ઠેકાણે પડી ગયું : ગર્ભ મૂકનાર પિતાઓને પણ બ્હીક મટી જશે, કે રખે પકડાઇ જશું ! કારણ, પછી તો પિતા કોણ છે તેની તપાસ જ કરવાની જરૂર નહિ રહે ને ?

વળી કેટલાંક અનાથાશ્રમો ફુટી નીકળ્યાં છે તેની પણ જરૂર નહિ રહે, ને એવી ધર્મવિરોધી હીલચાલો હુકમથી પણ બંધ કરી શકાશે.

જેલર સાહેબ ! તમે હોકલીના ધુમાડાનાં ગુંચળાં ચડાવતા ચડાવતા મારી આ યોજના સાંભળી રહેલ છો કે ? કુલટા-પુત્રોની લશ્કરી પલટનો બનાવવાની બીજા દેશોની પ્રથા

કરતાં તમને શું આ સારી યોજના ચડિયાતી નથી લાગતી? તમે આ યોજના પેલા બે ઉપદેશક સાહેબોને કહી સંભળાવશો? અમેરિકાનાં છાપાં તો આવી યોજના છાપીને લખનારને ઉલટા સામા પૈસા પણ આપશે. ઉપદેશક સાહેબો બાપડા હમણાં ભીડમાં હશે : એમને એટલી રાહત જડશે. ને હું એક ડૉલર પણ મારા ભાગનો નહિ માગું.

હું તો ફક્ત એટલું માગું છું : કે આ વિધવા બામણીને દર રવિવારે આંહી ઓફીસમાં બોલાવો, અને આપણા ફાંકડા ઉપદેશક સાહેબો અને સુંદર ફરફરતી સાડીઓમાં લપેટાયેલાં રૂપાળાં ઉપદેશિકા બાઇસાહેબોના ફુલ ફુલ જેવા મંડળની સામે એને હાથ જોડી ઉભી રાખી, નીચું મ્હોં ઢળાવી, 'વૈધવ્યનું મહાતમ' તેમજ 'વ્યભિચારનાં માઠાં પરિણામ' ઉપર સદ્બોધ અપાવો. બની શકે તો નરકપુરીમાં વ્યભિચારીઓને મળતી સજાઓ વિષેનાં ચિત્રોના નકશા પણ ઉપદેશક સાહેબો લેતા આવે, ને આ પાપણી યુવતીને દિલે ત્રાસ ત્રાસ છુટે તેવો અસરકારક ઉપદેશ સંભળાવે. પશ્ચાત્તાપના અગ્નિમાં એનાં પાપ બળી ભસ્મ બની જાય તે સારૂ અનાથગૃહમાંથી એના બાળને પણ તે ટાણે તેડાવી મગાવીને મારી પેલી બાજુ હાજર રખાવજો. ઉપદેશનાં અમૃત પીતી પીતી એ ભ્રષ્ટા પોતાના પેટનાં પાપ સામે તાકશે, અને 'એક વાર! એક વાર મને મારા બાળના ગાલો ચુમવાની રજા આપો!' એવા પોકાર કરતી એ બ્રાહ્મણી જ્યારે મારી જાળીનાં ઝીણાં કાણાંમાં પોતાની આંગળીઓ ભરાવશે, ત્યારે મને કેવો હર્ષ–રોમાંચ થશે એ જેલર દાદા!

ઉપદેશક સાહેબ તે વેળા કરડું હાસ્ય કરીને હાકલી ઉઠશે કે "હજુ–હજુ તારૂં પાપ તને આકર્ષી રહ્યું છે બાઇ! એને ધિઃકાર દેતાં તું ક્યારે શીખીશ? આ લે આ એક ભગવદ્ગીતા અને એક રામાયણની ચોપડી. એનું વાચન કર. તારો ઉદ્ધાર થશે."

બાલકને ચુમી ભરવાને બદલે ગીતાનું વાચન કરવાનો માર્ગ સૂઝાડાય છે, પરંતુ આ કુલટાની અવળચંડાઇ કંઇ ઓછી છે? "મારૂં બાળ! એક ઘડી મારા હાથમાં આપો! હું બે મહિનાની વધુ કેદ વેઠીશ. મારા હાથમાં આપો! અહીં સળીઆ પાસે લઇ આવો. એનું મ્હોં મને દેખાડો!" આવી ચીસો પાડતી આ વિધવા બામણીને ઉપદેશક મહાત્માઓ જ્યારે 'hopless!' કહીને પાછી બરાકમાં મોકલાવી દેશે, ત્યારે મારી ખાલી પાંસળીઓમાં કેવા આનંદનાં ગલગલિયાં થશે! પવનના સૂસવાટા મારા કલેજા સોંસરા સૂસવતા સૂસવતા કેવું વાદ્ય વગાડશે!



## ૧૫. ઉપદેશિકા

ઉપદેશિકા બાઇ કેમ આજે નાકનાં ફેરણાં ચડાવીને બેઠાં છે? ઓરતોની ખુરાકમાં આજ શું ઉદ્ધાર કરવામાં કશી અંતરાય પડી? દર રવિવારે તો ત્યાંથી પૂરા દમામમાં બહાર આવતાં હતાં, ને આજ કેમ સંસાર પરથી મન ખાટું થઇ ગયું છે?

કિરમજી રંગની, પતંગીઆંની પાંખ શી ફર-ફરતી એમની સાડી; કાંડે ઘડિયાળ; કપાળે કંકુનો ચાંદલો; પાણીના રેલા જેવી અબોલ અને વેગીલી એમની લૅન્ડો ગાડી; તાજું સ્નાન કરીને, ચહાનાસ્તો જમીને એ જ્યારે રવિવારને પ્રાતઃકાળે જેલની સ્ત્રી–કેદીઓનાં પાપ ધોવા પધારે છે, ત્યારે એની સન્મુખ મઘુડી ને ઝમકુડી બે સામસામી બાઝીને ઝંટીઆં તોડી નાખનારી વેડવી વાઘરણો હાથ જોડી બેસી જાય છે; ખોટા રૂપિયા પાડનારી ઝુલેખાં અદબ વાળે છે; સગા ધણીનું ખુન કરીને જન્મટીપ લઇ આવેલી આયેશા, જેણે દેશની એકેએક મોટી તુરંગની જાત્રા કરેલી છે, તે પોતાનાં ધોળાં ઝંટીઆં સમારીને આસન વાળે છે. ગાંડી થઇ ગએલ સીદણ ફાતમા નથી

આવતી, નથી સલામ ભરતી, એટલે મેટ્રન એને ધોકો લગાવીને લાવી બેસારે છે. તેઓને આ ઉપદેશિકા બહેન નીતિ અને ઇશ્વરભક્તિનાં અમૃતવચનો સંભળાવીને અરધા કલાકની પાવની ગંગા વહેવરાવ્યા પછી પોતાનાં પુણ્યશીલનો પ્રભાવ છાંટતાં નીસરી જાય છે. દરવાજો એમની પછવાડે દેવાય છે, કે તૂર્ત જ મધુડી ઝમકુડીની મલ્લકુસ્તી, ભમરાનું ભોજન કરેલા કુકડાની છટાથી મંડાઇ જાય છે: ઝુલેખાં બાઇસાહેબનાં ચાંહુડિયાં પાડવા લાગે છે; આયેશા ખડખડાટ હસી પડે છે ચૂડેલ જેવી: અને ફાતમા સીદણની વેદનાભરી ચીસો છેક કોટની બહાર સાંભળીને પહેરગીરો સ્તબ્ધ બની જાય છે.

પણ એ તો કંઇ નહિ. ઉપદેશિકા બાઇસાહેબનું કામ તો છે ઉપદેશ દેવાનું. તકદીરમાં હોય તે ઝીલે, ને તરી જાય. બાકીનાં પાપમાં સબડે તેનું આપણે શું કરીએ ?

પરંતુ આજે ઉપદેશિકા બાઇસાહેબનું ઉતરેલ મ્હોં દેખીને ટીખળખોર જેલર કારણ પૂછે છે :

"શું કહીએ ?" બાઇસાહેબ બોલી ઉઠયાં : "પેલાં સારાં સારાં કુટુંબોનાં વહુદીકરીઓ હમણાં તો અહીં ફાટી નીકળ્યાં છે ના ? તે કહે કે ક્રીમીનલ કેદીઓ કને ઉપદેશ દેવા જાવ છો તો અહીં અમને કાં લાભ નથી આપતાં ? અમારો ય ઉદ્ધાર કરવા કાં ન આવો ? હું તો ગઇ, પણ એ રડયાં શું ઉપદેશ ગ્રહણ કરે તેવાં છે ? મારા જેવી મોભાદાર સ્ત્રીના એણે તો ઠઠ્ઠા કર્યા ! સરકાર સામે ગુન્હા કરીને, ધણી છોકરાંને રઝળતાં મેલી, હાથમાં ઝંડાઝંડી

અને મુઠ્ઠીમાં બીઠાં લઇ, દારૂડીયા ને છાકટાઓને ખભે હાથ મૂકી સાંજવેળાએ "ભાઇ, પીઠું છોડ! ભાઇ, દારૂ છોડ!" કરતાં, માર ખાતાં, પીધેલાઓના મુખની ભુંડી ગાળો સાંભળતાં અહીં આવ્યાં છે એ વંઠેલાં, ને ઉપર જાતે મારી ઠેકડી કરે છે!

'નહિ નહિ!" પાછો હાસ્યની કરચલીઓ પાડતો જેલર બોલી ઉઠે છે: "હું તમારી સાથે આવીશ. બરાબર ઉપદેશ આપો. અગફ્ર કોની છે, તમારી મશ્કરી કરે!"

"એ લોકોની કને તો અમે કદી જ જવાનાં નહિ. એ વંઠેલીઓને ઉપદેશ કેવા વળી?"

એટલું કહી, મોટરના પોચા ગાલીચા ઉપર સુંવાળા શરીરને ઝુકાવી ઉપદેશિકા ચાલી નીકળે છે. તે દિવસ જ્યારે જેલર ઓરતોના ખુરાકમાં મુલાકાતે જાય છે, ત્યારે એણે ઉપદેશિકા બાઇ સાહેબની હૈયાવરાળનું સાચું કારણ દીઠું.

ધણીને મારનાર જન્મટીપવાળી આયેશા ડોશી ન્યુમોનીઆમાં પડી છે; એ પાપિનીના બિછાના પાસે જતાં મહુડી ઝમકુડી વાઘરણો પણ ડર ખાય છે. એના બળખાએ અને પેશાબ–ઝાડાએ આખી ખુરાકને ગંધાવી મૂકી છે. ત્યારે પેલી સારા કુળની વંઠેલી ઝંડાઝુંડીવાળીઓ પૈકીની બે બહેનો એ માંદીનાં મળમૂત્ર ધોતી, દાક્તરે દીધેલ ગરમ કોથળીના શેક કરતી ને બળખા ઝીલતી બેઠી રહે છે.

"અલ્લા! અલ્લા! મેરે અલ્લા!" આયેશા પોતાની સારવાર કરનારી વંઠેલ છોકરીઓના મસ્તકે હાથ મેલીને બોલે

છે: આજ પહેલી જ વાર એની જીભે અલાનું નામ રમે છે; "અલામીંયાં ! યે તેરે ફિરસ્તે હે. તેને મેરે લિયે ફિરસ્તે ભેજવાયે અલા ! મેરે જેસી નાપાકકે લિયે ?"

આયેશાં બુઢ્ઢી અનંત મીઠાશથી એ વંઠેલીઓના ગાલ પર હાથ પસારતી પસારતી તે દિવસ મૃત્યુ પામી.

સવારે આવેલ ઉપદેશિકા બાઈસાહેબ આ મંદવાડની દુર્ગંધ અને આ વંઠેલીઓના હાથથી થતી સારવાર ન સહી શકાયાથી દુભાઇને ચાલ્યાં ગયાં હતાં. રોગીની પથારીની નજીક એ નહોતાં જઇ શકયાં. ઉભાં રહ્યાં ત્યાં સુધી નાક આડે રેશમી રૂમાલ રાખ્યો હતો.



## ૧૬. ફાંસી

તું આ બધા ઉદ્ગારો સાચા માનતો નથી ખરું ભાઈ હરખા ? મારું કહેલું કટાક્ષયુક્ત સમજીને તું ચાલ્યો જાય છે. મને બુઢ્ઢીને તો જુવાનોની ઠેકડી કરવાની ટેવ પડી ગઈ છે. મારો પરિહાસ બહુ કાતિલ થઈ પડે છે, ખરું ? પેલા બુઢ્ઢા ઉપદેશક સાહેબો પણ મારા પર ચીડાઈ ગયા.

પણ હું ઠેકડી ન કરું તો શું કરું ? મારું અંતર ભેદાઈ જ જાય ને ! દરરોજનાં આટલાં ક્રંદનો સાંભળનારને ગંભીર રહેવું પરવડે નહિ. તો તો હું ગાંડી જ થઈ જાઉં. તમારે સહુને તો ઠરાવેલી મુદતની સજા છે. પચીસ વર્ષ પૂરાં કરીને પણ તમારા માંહેલા અનેક જન્મ-કેદીઓને છુટીને ચાલ્યા જતા મેં જોયા છે, ને હું જોઈ જોઈ સળગી ગઈ છું. મારી સજા તો અનંત છે. જેલની દિવાલના પત્થરોએ મને ચોમેરથી ચાંપી છે. એટલે જ હું બક બક કરીને મારા દિવસો વીતાવું છું.

એકાએક હું સ્તબ્ધ બની જાઉં છું. જેલ ઓફીસના કારકૂનોની ધક્કામુક્કી અને ગાળાગાળી થંભી જાય છે.

જેલરની ત્રાડો પણ રૂંધાઇ ગઇ. વાતાવરણ કેમ આટલું વજનદાર બની રહ્યું છે? મારી પાસેથી બીજા બધા મુલાકાતીઆઓને શા માટે ખસેડી લીધા? જેલના ઇન્સ્પેકટર જનરલની હાજરીથી પણ જે ચુપકીદી નથી છવાતી, તેવી ચુપકીદી આજે સંધ્યાકાળે આ કોનું આગમન પાથરી રહ્યું છે?

ચુપ! ચુપ! ચુપ! ખણીંગ: ખણીંગ: ખણીંગ: મૃત્યુ ચાલ્યું આવે છે. મૂર્તિમાન મૃત્યુનાં એ પગલાં. એની પછ-વાડે ચાર પોલીસ છે. એના હાથપગમાં બેડીઓ પડી છે. ઓળખ્યો? ફાંસીની સજા પામેલો અનવરખાન પઠાણ.

અનવરખાન પઠાણ! તારી અમ્મા તને મળવા આવી છે. છેક પેશાવરથી આવી છે. સફેદ વાળ અને સફેદ વસ્ત્રો-વાળી એ ડોશીએ બુરખો ઉઘાડી નાખ્યો છે. તું શાંત કેમ ઉભો છે?

'બેટા! મેરા પ્યારા બેટા!' એમ કહેતી એ ડોશી તો હૈયાફાટ રડી ઉઠી છે, છતાં તારી છાતી કેમ ભાંગતી નથી? તારા મ્હોં ઉપર આઠ મહિનાના નાના બાળક જેવી કરૂણતા છે. તારી આંખો અમી વરસાવે છે. પઠાણની આંખો આવી હોય? તું ફાંસીની સજા પામેલો કોઇ કેદી નહિ પણ આત્મસ્થ યોગી દિસે છે.

રડવા જ દીધી: એકીટશે બસ નિહાળી જ રહીને તેં અમ્માને રડવા જ દીધી. અને પછી હાથકડીઓમાં ઝકડા-એલા હાથ જોડીને તેં અમ્માને કહ્યું: "સુનો સુનો! અબ રંજ મત કરો."

તારી વાણીમાં તો આવતી જીંદગીનો અવાજ હતો. તેં કહ્યું—

"તુમ યહાંસે શહરમેં જાઓ. વહાં જડજ કે બંગલે પર જાનાં. દો બંગલે હૈ. એક કાલા જડજકા, ઔર એક ગોરા. તુમ ગોરેકે પાસ જાનાં. બોલનાં કિ સાબ, મેરા એક બેટા તો મારા ગયા, અભી યે દૂસરા ભી બેગુનાહ મરતા હૈ—

"હાં !" અમ્મા વચ્ચેથી જ બોલી ઉઠી : "ઔર વો છોટે બચ્ચેકો સચ્ચે મારનેવાલે તો મૌજ કર—" એટલું કહીને અમ્મા ફરીવાર ઢગલો થઇ પડી.

"ખેર !" અનવરખાનનો ઉત્તર તો સાંભળો ? "ખેર ! જાને દો વો બાતકો. વો બાતસેં અબ અપના કયા નિસબત હૈ—'

આખું દૃશ્ય દિલ ચીરનારૂં હતું. જેલર એ ન સહેવાયાથી બહાર ચાલ્યો ગયો. ઓફીસનાં પંદર માણસોમાં કોઇને જીભ ન રહી. છતાં અનવરખાન તો અમ્માને ફોસલાવી રહેલ છે. ગોરા જડજને બંગલેથી જાણે બેટાનો જાન હાથ લાગવાનો હતો ! એટલી બારીકીથી અનવરખાને અમ્માને સૂચનાઓ આપી કે ડોશીને બેટાના ઉગારની અરધી આશા આવી ગઇ. એણે પોતાનો બટવો કાઢીને નાગરવેલનું બીડું ખાધું. તમાકુની ચપટી હોઠમાં દાબી.

"અમ્મા ! તુમ પરસુ આનાં. અભી શહરસેં અપને ભાઇઓંકે ઘર જાનાં."

ડોશી પેશાવરથી સીધેસીધી જ જેલ પર આવી હતી.

"તુમારે પાસ અસબાબ હૈ?"

"હાં બચ્ચા ! એક પેટી હૈ."

"અચ્છા, સ્ટેશન પર જાનાં. કુલીકો દો પૈસા દેનાં."

"બચ્ચા ! દો પૈસામેં તો કુલી નહિ લે જાયગા."

"નહિ ક્યોં લે જાયગા ? કાનૂન હે. બાબુકો બોલનાં."

કાનૂન હે, બાબુકો બોલનાં ! અનવરખાં પઠાણ ! મૃત્યુને અને તારે ચાર દિવસનું અંતર છતાં તને હજુ આ દુનિયાના કાનૂન પળાવનારા બાબુ ઉપર ઇતબાર છે ? તારા ખૂની હૃદયના ઉંડાણમાં તો કાનૂન અને કાનૂનરક્ષક રાજતંત્રનો જ પક્ષપાત છે ? ત્યારે તું તો જીંદગીભર કાનૂનના ભુક્કા બોલાવી રહેલ હતો તે શું એક રોગ જ હતો ? જીંદગીમાં તને જે ન સૂઝ્યું તે શું તને આજ મૃત્યુની છાયાએ યાદ દીધું ?

હું આવું આવું વિચારી રહી છું ત્યારે ઓચિંતી એક રમુજ દીઠી. ધોળી ટોપીવાળો એક રાજ–કેદી ત્યાં બેઠો હતો. એને આંસુ આવી ગયાં. અનવરખાન બસ એને કોઇ નિર્દોષ માર્યો જતો લાગ્યો. અનવરખાન જેવો સમાધિસ્થ પુરુષ શું પોતાના પિત્રાઇ ભાઇની હત્યા કરે ? ત્રણસો રૂપિયાને ખાતર ? હાય, નક્કી જડજ આગલા દિવસના એક બનાવથી દોરવાઇ ગયો હતો. આગલે દિવસે એક પઠાણ કેદીએ એને છુટી બાટલી મારી તેથી બસ, એણે

બીજે દિવસે અનવરખાનને પઠાણ તરીકે ફાંસીની સજા ટીપી મારી ! રાજકેદી બાપડો ગદ્દગદિત બની ગયો.

ભાઈ રાજકેદી ! તું અનવરખાનને ઓળખી ગયો શું ? આટલી આસાનીથી ? તારા અંતરમાં અનવરની નિર્દોષતા પથરાઈ રહી છે. તું જો વાઈસરાય હોત તો ખૂનીને એકદમ ક્ષમા દઈ દેત, ખરૂં ?

અરે ગંડુ ! અનવરને તો શહેરની એકેએક ગલી ઓળખે છે. એ તો અંધારી રાતનો રાજા : એનો ધંધો અફીણગાંજાની દાણચોરીનો. એનું વીરત્વ ગળાકાટુનું.

આજ એ અનેક ખૂનોની ગાંસડીએ અનવરને નીચો નમાવ્યો છે. રાતે જઈને અનવરની તુરંગ પાસે તો તું ઉભો રહેજે !

અનવર આખી રાત કલમાં પડે છે. નમાજે ઝુકે છે. દારોગાઓને કહે છે કે મેં ઘણી ઘણી હત્યાઓ કરી છે, આ એક ભલે નથી કરી, પણ મને યોગ્ય સજા મળી છે.

અનવર ઘેરા કંઠે ગાયા કરે છે. કૈં કૈં દિલભેદક કલામો ગાય છે. વચ્ચે વચ્ચે પાછો બોલી ઉઠે છે : "અય ખુદા ! હમ ભી તેરે પ્યારે બચ્ચેં હેં !"

આખી ફાંસીખોલીનું વાતાવરણ અનવરની સંગાથે જ જાણે પાપની તોબાહ કરી રહ્યું છે. ઈમાન, શાંતિ અને ઈશ્વરી રહમદારીની એક મસ્જીદ જાણે કે સર્જાઈ ગઈ છે.

ત્યાં વૉર્ડરો મારપીટ કે ગાળાગાળી તો શું પણ ઉંચે અવાજે વાત પણ કરી શકતા નથી. ત્યાં મુકાદમો જાય છે ત્યારે તેઓના પગના જોડા અબોલ બની રહે છે. ત્યાં જેલર અને સુપરીન્ટેન્ડેન્ટની મુલાકાતો પણ દમામરૂવાબથી રહિત બનીને થાય છે. ગુસ્સામાં અને ખુશાલીમાં જેનું ગળું હમેશાં ગાજી ઉઠવા જ ટેવાએલું છે, તે જેલરના હોઠ પર ત્યાં માત્ર મુંગી પ્રાર્થના જ ફફડે છે. તાળાં અને ચાવીઓ, કોટડીઓનાં કમાડો અને સાંકળો ત્યાં અદબથી ઉઘાડાય છે અને બીડાય છે. ખુલ્લે ગળે બોલે છે ફક્ત ત્યાં પક્ષીઓ ને ખિસ્કોલીઓ.

જેલના રચનારને જાણે મૃત્યુની અદબ હશે. ફાંસી-ખોલીની આખી તુરંગને બાંધવામાં એણે હવાઉજાસની આવ જા રૂંધી નથી. પહોળી પરસાળ પર શીતળ લાદી જડી છે, ને પરસાળની સામે સીધી હારમાં લીલાછમ લીંબડા પીંપળા રોપાવીને ઘટાદાર છાંયડો નીપજાવ્યો છે. એ ઝાડોના પગ પાસે ગુલાબ, ડોલર; અને ચંપા જેવાં ઝાડોની નાની બાગ વવરાવી છે.

કોઇ કોઇ વાર ત્યાં રહી જતા બેવકૂફ રાજકેદીઓ પોતાની મુલાકાત વેળા પોતાનાં બાળકોને પહેરાવવા સારૂ આ ડોલર ચંપાની માળાઓ પરોવી રાખતા !

અને એ તુરંગના દરવાજાથી પચીસ જ કદમ દૂરની દિવાલ પાછળ જ્યાં પરલોકના પ્રવેશદ્વાર જેવું ફાંસીખાનું છે, તેના બારણા સુધીની એ પચીસ જ પગલાંની નાની કેડીને પણ બન્ને બાજુએ ફુલ–રોપ વડે શણગારી છે. એ ફુલોની વચ્ચે થઇને

કેદી અપર દુનિયાની યાત્રાએ ચાલ્યો જાય છે. એ ફુલમંડિત વાટિકા જાણે કોઇ તપોવનમાં, આશ્રમમાં કે નદીઘાટ પર લઇ જાય છે. કોઇ નૌકા ત્યાં મુસાફરની વાટ જોતી જાણે થોભી હશે.

થોડા જ દિવસ પછીને એક પ્રભાતે પોતાને પણ જે ફુલમંડિત કેડીનાં પચીસ પગલાં ભરી કાઢવાનાં છે, તે પગથી ઉપર નજર ઠેરવતો અનવર પોતાની કોટડીને બંધ બારણે બેઠો બેઠો પોતાની રચેલી ઇશ્વરી કલામો ગાતો, ત્યારે એનો ઘેરો અને ગળતો કંઠ એ કોટડીના ઉંચા ઉંચા છાપરા સુધી ઘુમરીઓ ખાઇને કેવો ગુંજતો હતો !

હું તો રહી દરવાજા પરની, છેવાડાની બારીઃ અજગર સરખા, કુંડાળું વળીને પડેલા એ જબ્બર કાળા કોટની એક તબકતી ઝીણી આંખ જેવી હું છું. પણ અંદર ક્યાં ક્યાં શું શું થઇ રહ્યું છે તે બધું જ હું જોઇ અને સાંભળી શકું છું. હવા વાટે અને જમીન વાટે મને એ આખી ય જેલમાં બનતા બનાવોના વિજળી જેવા આંચકા વાગે છે. ને હું ચીસ પાડી નથી શકતી તેથી કરીને એ આંચકાની પીડા મને વધારે લાગે છે.

દાખલા તરીકે આજે જ અમારો સુબેદાર દોરડાંનાં મોટાં ગુંચળાં લેવરાવીને ફાંસીખાનામાં જઇ આવ્યો. અનવરને કેટલી ઉંચાઇએ ઉભો રાખવો પડશે, એના ગળાની પહોળાઇને પહોંચી વળવા માટે કેટલો ગાળીઓ જોઇશે, વગેરે માપ બાપ નક્કી કરી આવ્યો. અનવરના ભારથી રસી તૂટશે તો નહિ ને, એ ચોકસી કરવા સારૂ ગુણપાટમાં

રેતી ભરીને બનાવેલ એક માનવ–પૂતળાને લટકાવવાની 'રીહર્સલ' પણ કરી આવ્યો. ફાંસીખાનું વાળી ચોળી કોઇ શિવાલયના આંગણા જેવું ચોકખું ફુલ બનાવરાવી આવ્યો, ને બરાબર સામે જ પોતાની કોટડીમાં બેઠે બેઠે અનવરે એ નજરે દીઠું. પછી બપોરે 'અમ્મા' મુલાકાતે આવી.

પણ જેલરે આજ એ છેલ્લી મુલાકાતનો સીઠો ભક્ષ મારા મ્હોંમાંથી પડાવી લીધો તેથી મને ઘણું ઘણું માઠું લાગ્યું. 'અમ્મા'ને તો વૉર્ડરો છેક ત્યાં ફાંસી–ખોલીના તુરંગમાં લઇ ગયા. હું તો અનુભવી રહી ખરી ને, એટલે કળી ગઇ કે જેલરને એ મુલાકાતનું દુઃખ નજરે જોવું નહોતું તેથી કરીને જ તેણે મારૂં સુખ હરી લીધું. મને ખીજ તો એટલી બધી ચડી કે આ મુલાઓના 'આઇ. જી. પી.'ને એક નનામો કાગળ લખી નાખું કે "આવા કુકડી જેવાં પોચાં કલેજાંવાળાઓને તમે જેલ ઉપર શું જોઇને નીમ્યા છે સાહેબ!" પણ લખું તે શી રીતે ? ચાર પાંચ ખડીયા કલમ પડયાં છે તેમાંથી એકે ય ઉપાડી શકે તેવાં આંગળાં મારે નથી.

ખેર ! 'અમ્મા'ની પાછળ પાછળ મારા પણ વિજળીતાર સંધાઇ ગયા.

એક હજાર કેદીઓ વચ્ચે સર્વથી નિરાળો, અને આખા કારાગૃહમાં સર્વથી સુઘડ સુંદર અમીરી મકાનમાં લીલી કુંજ વચ્ચે રાખવામાં આવેલો 'મારો અનવર' શું છૂટવાનો હશે તેથી જ અહીં એને માનપાનથી મહેમાન રાખ્યો છે ? અનવરને દરવાજા સુધી ચાલવાની તકલીફ આપવાને

બદલે મને એના આવાસ પર લાવવામાં આવી એ વાતમાં પણ શું અનવરના છુટકારાની વધાઇ હશે! આવા આવા ઘોડા ઘડતી 'અમ્મા'ને જ્યારે પરસાળમાં બેસાડવામાં આવી પણ અનવરને કોટડીમાંથી બહાર ન કાઢયો, અને સળીઆવાળા બારણાની પાછળ બેસીને અનવર જ્યારે અમ્માની સાથે આવેલ પોતાના બંધુજન પાસે અનેક સગાંવહાલાં પર છેલ્લી સલામના કાગળો લખાવવા લાગ્યો, ત્યારે પછી 'અમ્મા'ની આંખોમાંથી આશાનો ચમકાટ ઉડી ગયો.

'બેટા! તારીખ મુકરર હો ગઇ કયા? તું મુઝે કયોં નહિ બોલતા?' એવું પૂછતી આંસુભરી અમ્માને અનવરે બસ એકસરખું મંદ મંદ સ્મિત કરતાં કરતાં ખામોશથી એક જ ઉત્તર આપ્યો કે:-

'નહિ અમ્મા! અભી તો બડા લાટસાબ કે પાસસેં રહિમીયતકી અર્જીકા ફેંસલા કહાં આયા હિ હે? અભી તો દેર હે. તુમ રંજ મત કરો.'

અનવરનું મ્હોં મલકતું હતું, પણ અમ્માએ આજુબાજુ દૃષ્ટિ ફેંકીને દીઠું કે વાર્ડરો મુકાદમો વગેરેના ચહેરા પર જુદી જ છાયા છવાઇ ગઇ હતી. પોતે અમ્માની આખરી રજા લેતો હોય એવા કશા ચાળા પુત્રે કર્યા નહિ. સાંજરે જ્યારે અમ્મા બડા લાટ સાબની રહેમિયતના ફેંસલાની છેલ્લી આશા લઇ ઘેર ચાલી, ત્યારે દરવાજે એને કહેવામાં આવ્યું કે કાલે સવારે નવ બજે અનવરની લાશ તને સોંપવામાં આવશે.

તે રાતે તો અનવરે ઝોલું પણ ન ખાધું. બંદગી જ કર્યા કીધી. સવારે એને પરસાળમાં બેસારીને હજામે હજામત કરી. હજામત વખતે એના હાથ પીઠ પાછળ રખાવીને હાથકડી જડવામાં આવી હતી. પણ અનવર તો જાણે શાદીની તૈયારી કરાવતો હતો. હજામત પૂરી થઇ રહી જ્યારે પાછા એના હાથને પછવાડેથી અગાડી લાવીને હાથકડી પહેરાવી, ત્યારે એણે હજામને કહ્યું:

"જરા કંગવા લાવ તો ભૈયા!"

કાંચકો અને અરીસો લઇને અનવરે પોતાની દાઢી ઓળી. ચહા પીધી. કપડાં પહેર્યાં. ચમકતાં સંગીનો વાળી બંદૂકો ખભે નાખીને પોલીસની ફોજ આવી ગોઠવાઇ ગઇ: ને જ્યારે સર્વ ભાઇઓને મીઠી સલામ સાથે માફામાફી કરીને અનવરે એ ફુલો વચ્ચેની કેડી પર પચીસ કદમ ભર્યાં, ત્યારે કદમે કદમે ધરતીએ એને 'ખમા ખમા' કહ્યું હશે. ફાંસીખાનાની ખડકી પર અમલદારોને અને માજીસ્ટ્રેટને એણે 'દરગુજર' યાચ્યું ત્યારે પણ અનવર એવી ને એવી સમતામાં હતો. મેં તો ઘણું ય ટીકી ટીકીને જોયું, કાન માંડી માંડીને તપાસ્યું, કે એની આ વીરતામાં બહાદુરી અથવા શેખી તો નથી ને? બનાવટી રીતે અક્કડ રહીને એ પોતાનો નોક રાખવા તો મથતો નહોતો ને? પણ મારી એ બધી હુશિયારી ફોગટ ગઇ. ભાઇ, એ તો જ્ઞાનમાં ને અવિકારમાં ગળી પડેલા કોઇ મુર્શિદની ભદ્ર વીરતા હતી.

અરેરે, આમાં મોતની-સજાનું માહત્મ્ય ક્યાં રહ્યું? આ તો અમારી, સહુ સત્તાધારીઓની ઠેકડી જ થઇને? દરવાજે-

થી એને ગળા સુધી કાળી કાનટોપી ઓઢાડી દેવામાં આવી તો ય અનવર તો હસ્લો જ રહ્યો. અને પછી તો એક બે મીનીટમાં જ પાટીઆંના ધણકારા થયા. અનવર લટકી પડયો.

પણ લટકયા પછી દસ મીનીટે જ્યારે દાકતરે એ ભોંયરામાં ઉતરી લાશની નાડ તપાસી ત્યારે નાડી એક તંદુરસ્ત જીવતા માણસના જેવી ચાલતી હતી. એટલે કે અનવરના હૃદય ઉપર એ કારમા મોતનો આઘાત જરીકે નહોતો પડયો. એ તો મરી રહ્યો હતો કેવળ ગળાના ફાંસલાની ભીંસથી જ; જ્યારે બીજાઓ ફાંસી પર બે રીતે મરે છે: એક તો ગળાની નસ પર ભીંસામણ થવાથી શ્વાસ રૂંધાઇને અને બીજું એ મૃત્યુની દારૂણ ફાળની અસરથી. અનવર જો ખોટી વીરતાનો વેશ ભજવતો હશે તો છેલ્લી ઘડીએ ઉઘાડો પડી જશે એવી મને આશા હતી. પણ આ તો અમારા માથાનો મળ્યો. આખી જીંદગી હારનારો પાપી આમ મોતને જીતી ગયો.

હી–હી–હી–હી–હી—! એ વાત કરતાં તો વળી પાછું મારાથી હસી જવાય છે. અમે તો જેલનાં જીવ: અનવર ફનવર જેવાનાં મોતની અસર અમારા ઉપર પાંચ–દસ મીનીટથી વધુ લાંબી પહોંચે નહિ. અમે તો ટેવાઇ ગયાં. અમારો તો ધંધો ઠર્યો. અનવરની વાત કહેતાં હું આવી ગંભીર અને જ્ઞાનદંભી શીદ બની ગઇ ! પણ મને રમૂજ તો પડી ગઇ પેલા દયાળજી વાણીઆનો કિસ્સો યાદ આવી જવાથી.

## ૧૭. દયાળજી

દયાળજી બાપડો જુવાન વાણિયો હતો. પણ એ ચડી ગએલો પરાક્રમને પંથે. બીજાં નાનાં નાનાં પરાક્રમોની તો ખબર નથી પડી, પણ મોટાં પરાક્રમો એણે બે કર્યાં: એક તો કોઇ માશૂક સાથે પ્યારમાં પડીને એના ઉપર પોતાની કમાણી ન્યોછાવર કરવાનું; અને બીજું એ જ માશૂકને 'રંડી' કહી એની હત્યા કરવાનું. પોતાની તરફ બેવફાઇ કરનાર 'રંડી'ને જાનથી માર્યાનો કેટલો ગર્વ દયાળજી લેતો હતો તે હું એની મુલાકાતો વખતે જોઇ શકતી. નીચલી કોર્ટમાં એનું કામ ચાલતું હતું તે દિવસોમાં એની મા એને મળવા આવતી. ચાર આઠ દહાડે મા દયાળજીનાં અસ્તરી-બંધ કપડાં દેવા અને જૂની જોડ લઇ જવા આવતી ત્યારે હું જોતી કે માના શરીર ઉપરનો સાડલો તો એનો એ અણબદલ્યો, અને આઠ-દસ થીગડાંવાળો જ હોય. બચાડી મારા જેવી જ ડોકરી અને ડાકણરૂપ. કેમકે રાંડીરાંડ! ઉપરથી જ ભયાનક, અંદરથી તો એ પણ મારા જેવી જ કાચી છાતીની.

એકવાર એ દયાળજીના સારૂ સનલાઇટ સાબુનું એક ચોસલ્યું લઇ આવી. એ સાબુ અમારા ચકોર મુકાદમે

ભાંગ્યો, સાબુના પેટમાંથી પાંચ છ ચારઆનીઓ નીકળી પડી. અમારો મુકાદમ, પોતે જાણે કોઇ પારીસ નગરીનાં જવાહિરની ચોરી પકડી હોય તેવા તોરથી મલકાયો, અને દયાળજીને મોટા નીતિદારની જેમ ઠપકો દેવા લાગ્યો કે "તમે આવી રીતે પૈસા મગાવીને તમારી સગવડો વધારવા સારૂ જેલમાં રૂશ્વતો આપો છો, એટલે બીજા ગરીબ કેદીઓના ઉપર કેવો જુલમ થાય છે એ સમજતા નથી? જાઓ, જાઓ, તમારી મુલાકાત રદ થાય છે!"

"પણ મને ક્યાં ખબર જ હતી?" એમ અજાણપણું ધારણ કરીને દયાળજીએ તૂર્ત પોતાની ડોકરી મા ઉપર મુકાદમી કરી કહ્યું: "જાવ જાવ હવે આંહીથી; તમારૂં કાળું કરો! આવા ધંધા કરો છો?"

મા મારી નજીક ઉભેલી ત્યાંથી છેટે ખસી ગઇ.

એણે શા સારૂ દીકરાનો આ ધૂત્કાર ખમી ખાધો? કેમ એણે ત્યાં ને ત્યાં દીકરાની જ શીખવણી ઉઘાડી ન પાડી? આવું ભોંઠામણ પચીસ-ત્રીસ માણસોની વચ્ચે શીદ એ પી ગઇ? ઉલટાની એ તો છાનીમાની પાછી નજીક આવીને પૂછવા લાગી કે "હેં ભાઇ, મારા દયાળજીને આ બાબત સારૂ કાંઇ મારપીટ તો નહિ કરે ને? ભૂખ્યો તરસ્યો તો નહિ રાખે ને?"

જેલ-ઓફીસની બારી તરીકે મારૂં જીવન ઘણી ઘણી રીતે ધિ:કારપાત્ર અને પામર હોવા છતાં એક વાતનો મને

## ૧૭. દયાળજી

દયાળજી બાપડો જુવાન વાણિયો હતો. પણ એ ચડી ગએલો પરાક્રમને પંથે. બીજાં નાનાં નાનાં પરાક્રમોની તો ખબર નથી પડી, પણ મોટાં પરાક્રમો એણે બે કર્યાં: એક તો કોઇ માશૂક સાથે પ્યારમાં પડીને એના ઉપર પોતાની કમાણી ન્યોછાવર કરવાનું; અને બીજું એ જ માશૂકને 'રંડી' કહી એની હત્યા કરવાનું. પોતાની તરફ બેવફાઇ કરનાર 'રંડી'ને જાનથી માર્યાનો કેટલો ગર્વ દયાળજી લેતો હતો તે હું એની મુલાકાતો વખતે જોઇ શકતી. નીચલી કોર્ટમાં એનું કામ ચાલતું હતું તે દિવસોમાં એની મા એને મળવા આવતી. ચાર આઠ દહાડે મા દયાળજીનાં અસ્તરી-બંધ કપડાં દેવા અને જૂની જોડ લઇ જવા આવતી ત્યારે હું જોતી કે માના શરીર ઉપરનો સાડલો તો એનો એ અણબદલ્યો, અને આઠ–દસ થીગડાંવાળો જ હોય. બચાડી મારા જેવી જ ડોકરી અને ડાકણરૂપ. કેમકે રાંડીરાંડ! ઉપરથી જ ભયાનક, અંદરથી તો એ પણ મારા જેવી જ કાચી છાતીની.

એકવાર એ દયાળજીના સારૂ સનલાઇટ સાબુનું એક ચોસલ્યું લઇ આવી. એ સાબુ અમારા ચકોર મુકાદમે

ભાંગ્યો, સાબુના પેટમાંથી પાંચ છ ચારઆનીઓ નીકળી પડી. અમારો મુકાદમ, પોતે જાણે કોઇ પારીસ નગરીનાં જવાહિરની ચોરી પકડી હોય તેવા તોરથી મલકાયો, અને દયાળજીને મોટા નીતિદારની જેમ ઠપકો દેવા લાગ્યો કે "તમે આવી રીતે પૈસા મગાવીને તમારી સગવડો વધારવા સારૂ જેલમાં રૂશ્વતો આપો છો, એટલે બીજા ગરીબ કેદીઓના ઉપર કેવો જુલમ થાય છે એ સમજતા નથી? જાઓ, જાઓ, તમારી મુલાકાત રદ થાય છે!"

"પણ મને ક્યાં ખબર જ હતી?" એમ અજાણપણું ધારણ કરીને દયાળજીએ તૂર્ત પોતાની ડોકરી મા ઉપર મુકાદમી કરી કહ્યું: "જાવ જાવ હવે આંહીથી; તમારૂં કાણું કરો! આવા ધંધા કરો છો?"

મા મારી નજીક ઉભેલી ત્યાંથી છેટે ખસી ગઇ.

એણે શા સારૂ દીકરાનો આ ધૂત્કાર ખમી ખાધો? કેમ એણે ત્યાં ને ત્યાં દીકરાની જ શીખવણી ઉઘાડી ન પાડી? આવું ભોંઠામણ પચીસ-ત્રીસ માણસોની વચ્ચે શીદ એ પી ગઇ? ઉલટાની એ તો છાનીમાની પાછી નજીક આવીને પૂછવા લાગી કે "હેં ભાઇ, મારા દયાળજીને આ બાબત સારૂ કાંઇ મારપીટ તો નહિ કરે નેં? ભૂખ્યો તરસ્યો તો નહિ રાખે ને?"

જેલ-ઓફીસની બારી તરીકે મારૂં જીવન ઘણી ઘણી રીતે ધિઃકારપાત્ર અને પામર હોવા છતાં એક વાતનો મને

ખૂબ હર્ષ થયો કે "હું કોઈની મા તો નથી! મા થવું એટલે તો આ દશા ને?"

વચ્ચે પાછી હું દાંત બખડાવીને હસવા લાગી તે તો અમારા પેલા ચાલાક મુકાદમ ભાઈની શેખી ઉપર. અરે ગંડુ! તું સાબુમાંથી કે પગરખાંનાં તળીયાંની વચ્ચેથી આ છૂપાઈને અંદર આવતાં નાણું પકડીને શું બસ એમ માની બેઠો કે તેં જેલને વિશુદ્ધ બનાવી નાખી! બીડીઓ–તમાકુ–સીગારેટ–ગાંજો–દારૂ–મીઠાઈ–બોલ, તારે શું જોઈએ છે આમાંથી? બધો જ ભંડાર ભર્યો છે આ અજગરના પેટમાં. તે વગર શું ફક્ત આ ભાજીના ઘાસ ઉપર ને આ જુવારીના કાંકરીદાર રોટલા ઉપર જ આ પઠાણો, મીલ–એજન્ટો, કાકીગરાશીઆ અને બીજા સુંવાળા કેદીઓ જીવે છે આંહી? ને શું ફક્ત પંદર રૂપરડીના દરમાયા સારૂ આ વાર્ડરો આંહી ખુવાર મળે છે કે? શું આંહી જુગાર ખેલાયા વગર આ પચીસ–ત્રીસ વર્ષની સજા પામેલાઓના દહાડા જાય છે? ને આ જેલ શું પાપીને પુણ્યશાળી કરવાનું ઠેકાણું છે?

એ તો ભાઈ, અનાદિ કાળથી જે છે તે જ છે. નહિ તો કાળી ટોપીઓના પહેરનારા વધ્યા જ કયાંથી કરે છે? પાંચ પાંચ વાર પાછા આવનારા કેટલા બધા છે! જતી વેળા શું કહીને નથી જતા, કે "ભાઈ, મારાં આ કપડાં ને આ કામળી ને આ તસલો ચંબુ સાચવી રાખજો, હું આઠે દા'ડે પાછો આવું છું." આટલી બધી અક્કલ અને શક્તિ અહીં એકઠી થાય છે તે શું નવરી બેઠી રહે? ગુમાન કર ના

ભાઈ, જો, તારી પતરાજી સામે બધા હસે છે. દયાળજીનાં નાણાં તો કાલે જ કોઈ બીજો વેશ પહેરીને પરભારાં છેક અંદર પેસી જશે.

પણ કેટલા દિવસ ! દયાળજી બાપડો વાણીઓ ખરો ને, એટલે પોતે કરેલી પેલી વીરતાભરી સ્ત્રીહત્યા માટે અદાલતમાં ય મૂછોના વળ ચડાવતો રહ્યો. નીચલી અદાલતે દસ વર્ષની સજા કરી તેથી સંતોષ ન લેતાં ગયો મુંબઈની હાઈકોર્ટમાં. જડજ પૂછે છે કે તેં ખૂન કર્યું છે ? દયાળજી કહે કે 'હા હા, કર્યું જ છે !' જજ ફરી પૂછે છે કે તારા જેવા ખૂનીને ફાંસી કેમ ન આપવી જોઈએ ? તો કહે છે કે તમને ઠીક પડે તેમ કરો. એ બહાદુરીના બદલામાં દયાળજી દેહાંત દંડ લઈને એક સંધ્યાએ અમારે દરવાજે આવી પહોંચ્યો. પણ હજુ જાણે કે એને પૂરી કલ્પના નહોતી આવી.

દયાળજીના ઘાટીલા જુવાન શરીર પર કડી બેડી જડાયાં તો યે એને ગળે ન જ ઉતર્યું કે આ દેહ જેવો દેહ દસ પંદર દા'ડામાં પડવાનો છે. પણ ફાંસી–તુરંગની કોટડીમાંથી ફાંસીખાનામાં પહોંચવાનો પેલો પંદર જ કદમનો પુષ્પ-શણગાર્યો અનંત પંથ જ્યારે એણે દીઠો, ત્યારે એની વીરતા ગળી ગઈ.

અરે, તે દિવસ એ પોતાના ભાઈની ને માની મુલાકાતે આવ્યો ને જે રીતે એ વર્ત્યો, તેથી તો મને બેશરમ બુઢ્ઢીને પણ ભોંઠામણ આવ્યું. ભેંકડો તાણીને રોવા લાગ્યો. એના ભાઈની સાથે લડી પડયો. એની મા પ્રત્યે પણ સમતા ન સાચવી. મુકાદમ સાથે પણ લડયો. બીડી

સીગારેટ ને દૂધપેંડાની લોલૂપતા એને લાગી. ઘસાચકરડી બોલાવી એણે. અને ફાંસીને પ્રભાતે–

હાય હાય! ગળામાં રસી પણ નખાઇ ગયા પછી–એક નાની ક્ષણનું ય ધૈર્ય હારી જઇ–અરેરે, પાટીઆં પર ઢગલો થઇને બેસી ગયો! પણ બેસી જનારના ખોળીયાને કંઇ એ અમારા સુબેદાર સાહેબે ચકાસેલી પાકી રસી થોડું છોડી દે છે? હૅન્ડલનો એક જ આંચકો–અને દયાળજી પણ લટકી પડયો. તફાવત ફક્ત એટલો જ કે અનવર પઠાણનો રૂહ એ લટકતા પીંજરમાંથી છુટીને ગગનમાર્ગે ચાલી નીકળ્યો, ત્યારે દયાળજી વાણીઆનો જીવાત્મા તો એ કલેવરની સાથોસાથ જ ટટળી રહ્યો.



## ૧૮. મૃત્યુની અદબ

તમને લાગી આવતું હશે કે આ ડાકણને તો મૃત્યુની પણ અદબ નથી. નિરાધાર મરનારની ઠેકડી કરનાર આ જેલ ઓફીસની બારી તમને જમ કરતાં પણ અધિક ઘાતકી લાગતી હશે. પણ મને મારી એવી હલકી આબરૂ જ ગમે છે. હું જેવી છું તેવી મને તમે ઓળખી લો, તો તો મારી છાતી પરનો ઘણો બોજો હળવો થઇ જાય. પણ તમે બધા એટલા બધા ભોળા છો કે પેલા હમેશાં ફાંસી દેવાનો ધંધો કરનાર અમારા કસાઇ કેદી અભરામના ખભાં પર એક પાળેલું બિલ્લીનું બચ્ચું રમે છે તે દેખી તમે એ અભરામના હૈયામાં વ્હાલપ સંઘરાએલી કલ્પો છો ! બીજી તરફ અમારા જેલર અને સુપરીન્ટેન્ડેન્ટ હરેક ફાંસી પતાવી લીધા પછી ઘેર જઇને નિરાંતે ભોજન કરે છે એથી તમે એને રાક્ષસો કહીને છેડાઇ પડો છો.

ત્યારે તમે જ કહો ને, કે તે બાપડાઓએ શું કરવું જોઇએ ? તમારા અનેક લોકસેવાના વ્રતધારીઓ દુધપાક પૂરી જમતા જમતા પ્રજા ઉપર ગુજરેલા કોઇ ગઝબને સારૂ નિઃશ્વાસો મેલતા જાય છે અને અરેરાટી ઉચ્ચારતા

જાય છે, એ બેશક આદર્શ આચાર છે. ગરીબ દેશબાંધવોને માટે હાહાકાર ઉચ્ચારતા ઉચ્ચારતા મિષ્ટાન્ન આરોગવાથી એ મિષ્ટ ભોજન બેશક સ્વાદહીન બની જાય છે. એથી કરીને એનું પાતક નથી લાગતું. જુઓને, રાણા પ્રતાપના વંશજો સોનાના ભોજનથાળની નીચે પાંદડું મૂકીને અને બત્રીસા પકવાનોની બાજુએ ચપટી ધૂળની ઢગલી કરીને જમતા તે ડહાપણના તમે પૂજનારાઓ છો ને? મને પણ એમ જ લાગે છે કે એ એક સરસ તોડ છે. રસનાનો રસ સંતોષાય, ને સાથોસાથ ઉંચા સંસ્કારો પણ જાગતા રહે.

જુઓને હું તમને એક ખાનગી વાત કહું. અનવરખાં પઠાણને ફાંસી અપાઇ તે દિવસે અમારી ઓફીસમાં એક બે રાજકેદીઓ આવેલા, તેમના મ્હોં પર લખાયેલી એક વાત મેં ધારી ધારીને વાંચી કાઢી હતી. વાત આમ હતી :

ફાંસીની તુરંગની પાસોપાસ થોડાએક ઉંચી કક્ષાના રાજકેદીઓ રહેતા હતા. તમારી ઉંચી વાણીમાં તમે જેને 'આત્મસમર્પણ' જેવા કોઇક અઘરા—મેને બુઢ્ઢીને તો બોલતાં ય ન ફાવે તેવા—શબ્દથી ઓળખાવો છો ને, એવું કશુંક કરી નાખનારા આ મહાપુરુષો હતા. પાષાણ શાં હૃદયોને પણ પીગાળી નાખે તેવી તો તેમાંના કેટલાકોની વાચાસિદ્ધિ હતી. ગરીબોની હાય પોકારવામાં તોપના ગોળા થકી પણ ન ડરે તેવી તો તેમાંના કેટલાકની દેશદાઝ હતી. જેલના કયા ખુણામાં કેવાં કેવાં પીડનો ચાલે છે તેની તપાસ કરાવીને કેટલાકો તો ગદ્દગદિત બની જનારા હતા. પોતાની તુરંગનું ઝાડુ વાળનારા કેદીઓને જો વૉર્ડર

ગાળો દેતો તો તેટલાથી પણ ખળભળી ઉઠીને એ વોર્ડરને નશ્યત કરાવનારા તેઓ દયાળુ ને માનવપ્રેમી હતા. તેઓ ત્યાં રહેતા, લખતા, વાંચતા, કવિતાઓ ગાતા, પ્રભુની પ્રાર્થનાઓ પણ કરતા.

એક દિવસ તેઓને જાણ થઇ કે આવતી કાલે અહીં એક ફાંસી દેવાની છે. સાંભળીને સહુ કળકળી ઉઠ્યા. જીવને સાટે જીવ લેવાના એ જંગલી કાયદાઓ તેમજ એ કાયદાનો અમલ કરનારા ન્યાયાધીશો તરફ તેઓ સર્વેએ કેટલી બધી ઘૃણા દેખાડી!

પછી આગલી રાતે એવું ઠર્યું, કે જે પ્રભાતે આપણાથી પચીસ ત્રીસ જ કદમને અંતરે આ ઘાતકી કૃત્ય થશે, તે પ્રભાતે, તે કારમા વાતાવરણમાં આપણાથી ખવાશે નહિ. ધાનનો કોળીઓ આપણા મ્હોંમાં જશે નહિ. માટે આપણે આખો દિવસ ઉપવાસી રહીશું. પછી વળી ઘણા વિચારને અંતે એમ ઠર્યું કે કંઇ નહિ, સાંજે તો ભોજન લઇશું.

પ્રભાત પડ્યું. ફાંસીનો એ વ્હેલી પરોડથી ચાલતો સમારંભ : એ અમલદારોની આવ-જા; એ રસી ઇત્યાદિ સામગ્રીઓની લે-લાવ; હથીઆરબંધ પોલીસ-ટુકડીનું 'હુકેટ-હોમ' કરતા કરતા આવી પહોંચવું; મોટા અધિકારીઓનું પૂર્ણ ગારવભર્યું આગમન; ફાંસી ખાનાર કેદીનું સંચું સરઘસ; બેડીઓના ખણખણાટ; દરવાજાના બુરજ પર ગમગીન અવાજે બજતા મૃત્યુડંકા; એ તમામ ગોઝારી ક્રિયાઓમાં અંતરને થીજાવી નાખે એવું એક સંગ ગાંભીર્ય

ને એવી ઘોરતા હતી, છતાં એમાં એવી એક રસભરી નવીનતા પણ હતી કે જેથી આ રાજકેદીઓનો આગલી રાતનો અરેરાટ અને હાહાકાર પ્રભાતના અર્ધા જ કલાક પછી કૌતૂક રૂપે પલટાઇ ગયો.

આ બધી ક્રિયાવિધિ શી શી છે તે જાણવાની તેઓને લગની લાગી. પોતાની તુરંગના દરવાજા ભીડી દેવાયા, એટલું જ નહિ પણ આડા કાળી કામળોના પડદા લટકી ગયા, એ તેઓને રૂચ્યું નહિ. પરસાળ પર ઉભા થઇને જેઓ કદાવર હતા તેઓએ દિવાલ બહાર દૃષ્ટિ કરી જોયું. મધ્યમ કદના હતા તેઓ પગના અંગૂઠા પર ઉભા રહી નિરખી રહ્યા. ઠીંગણાઓ હતા તેઓ ખુરસી પર ચડીને થાંભલીઓ આડે લપાઇ જોવા લાગ્યા. આ કેદી આવ્યો : આ એને ટોપી પહેરાવી : એ જોજો હો, કાન સાંડીને સાંભળજો હો ! એ...............એ પાટીઆં પડયાં : ખલાસ ! ઓહ ! ઓ પ્રભુ ! ઓ ઇશ્વર !

એમ એક જ ફાંસી અપાતાં તો તેઓ સહુ એ બનાવથી એટલી તો સરસ રીતે ટેવાઇ ગયા, કે તેઓએ તે દિવસ સવારનું ભોજન કશી સૂગ અથવા ગમગીની વગર જમી લીધું. રાજની માફક હાસ્ય, ટીખળ, વાર્તાલાપ અને ક્રિયા ચાલુ રહ્યાં.

એમ આઠ મહિનામાં તો આઠ જણાને લટકાવવામાં આવ્યા. તેટલામાં તો એ સંસ્કારી પુરુષોએ કેટલી બધી સમતા કેળવી લીધી. દેહાંત દંડના ઘાતકી કાયદા સામેનું કે વહીવટ સામેનું ઝનૂન નીતરી ગયું. શોચ, દિલગીરી, જીવન–

મૃત્યુની ફિલસુફી, કરૂણતા, વગેરે બધાં જ હિંસક તત્ત્વો ચાલ્યાં ગયાં. પછી તો આવતી કાલે ફાંસી અપાવાની છે એવા સમાચારથી જાણે કશોક રસભર્યો કાર્યક્રમ થવાનો હોય તે જાતની સુંવાળી લાગણી ઉદ્ભવતી થઇ. પછી તો પોતાનો પાડોશી દોસ્ત ક્યાંઇક મુસાફરીએ ચાલ્યો જવાનો છે માટે એને આપણી પાસેની મિષ્ટ ખાદ્ય–સામગ્રીમાંથી એકાદ રકાબી ભરીને મોકલીએ. એકાદ બે વાર આપણો સવાર બપોરનો ચહાનાસ્તો પણ પહોંચાડીએ, એવા કોડ થવા લાગ્યા; ને 'સાલો' 'રાક્ષસ જેવો' જેલર જો આમ કરવાની પરવાનગી ન આપે તો તેના ઉપર 'અહિંસક' ગુસ્સો પણ ચડવા લાગ્યો.

એમ કરતાં કરતાં તો ભાઇ અનવરનો ફાંસી–દિન આવી પહોંચ્યો. અનવરનાં ઇશ્વરભજનોએ આ બધા ભાઇઓ ઉપર ઉંડી છાપ પાડી હતી, એટલે આગલી રાતે વાટાઘાટ થઇ કે જાણે જુઓ ભાઇ, અનવરને ફાંસી અપાશે સવારના સાડા સાતે; આપણે રોજ ચહાનાસ્તો પણ લઇએ છીએ સાત બજ્યાની આસપાસમાં. એ તો ઠીક ન કહેવાય. અનવરની ફાંસીને અને આપણી ચહાને બેક કલાકનો ગાળો રહી શકે તે રીતેજ આપણે પતાવી લેવું જોઇએ. વારૂ ! તો પછી વહેલી પરોડે જ ચહા પી લઇએ. કેમકે ફાંસી અપાયા બાદ તુર્ત જ તો ચહાનાસ્તો આપણને થોડાં ભાવવાનાં છે ? ઠીક, ત્યારે તો પરોડિયે જ ઉકેલવું છે ભાઇ. સહુ ભાઇઓ વેળાસર ઉઠજો.

–ને પછી તો પરોડિયાની એ ગુલાબી ઠંડીમાં રાજકેદીઓ એ હુંફાળી ઓરડીમાં કુંડાળું વળી બેઠા. વચ્ચે શગડીના

અંગારા પણ સહુની સામે હસતા હતા. ચહાની કીટલીઓ ફળફળતા પાણીથી ભરાઇ ભરાઇને આવતી હતી. અંદરથી 'ચંપાવરણી' ચહા રેડાતી હતી. પ્યાલા પછી પ્યાલા ભરાતા હતા. ટોસ્ટ પછી ટોસ્ટ, માખણનો લેપ પામીને શેકાતા હતા. અને એ બધાની પછવાડેની જ કોટડીમાં અનવર પઠાણ પોતાના બાકી રહેલા બે ત્રણ કલાકોને બંદગીમાં અર્પી રહ્યો હતો.

સૂર્યોદય થયો અને ચહા નાસ્તા ઉકલી ગયાં. શગડીના અંગારા કોણ જાણે શો યે મર્મ કરતા કરતા મલકાતા હતા. મીઠા મીઠા ઓડકાર ગાજતા હતા. તે વખતે એ સહુમાંથી સૂતેલા રહેલા એક જ સાથીએ આંખો ઉઘાડી અને સર્વેને મુબારકી દીધી કે "ભાઇ, અનવરની ફાંસી તમે બધાએ ઠીક ઉજવી કાઢી હો!'

પછી તો દરવાજે કાળડંકા બજવા લાગ્યા અને એકાદ કલાક બાદ તો અનવરની સફેદ કપડે ઢાંકેલી લાશ પણ દરવાજે આવીને પડી.

પણ હું તો તને પૂછું છું ભાઇ રાજકેદી! કે તારા મ્હોં ઉપર અંકાએલી એ પરોઢિયાની કથાને હું બરાબર ઉકેલી શકું છું ને? બીજું મારે એ પૂછવાનું છે, કે તને અત્યારે જે અફસોસ થઇ રહેલ છે, એ તે શું અનવરની કાળઘડીએ તેં ચહાટોસ્ટની મોજ ઉડાવી તે બદલનો અફ-સોસ છે? કે પેલા ભાઇએ ટોંણો મારી લીધો તેનો, એટલે કે ઉઘાડા પડી ગયાનો તને અફસોસ છે? એ સારા બચ્ચા! હવે દિલ બાળવું છોડી દે અને કબૂલ કરી લે કે

તમે સહુ દયા, કોમલતા અને લાગણીનો વેશ કરનારાઓ અંદરખાનેથી તો અમારા જેવા જ કઠોર કાળજાંના છો. તમારા નિઃસાસા, હાહાકારો અને આંસુની ધારો એક જાતના પોપલાવેડા જ છે. હું જીવતી રહું ને કોઇક કાળાન્તરે તમ સાયલા કોઇ અહીંનો કારભાર કરવા આવે, તો મારે ડોકરીને જરી જોઇ લેવાના કોડ છે કે તમે અમને સર્વને દૈત્ય કહેનારાઓ અહીં આવીને કેવીક દેવસૃષ્ટિ સરજી શકો છો ? ને તને શું નથી લાગતું ભાઇ રાજકેદી ! કે કેટલીક વાર તમારી આ વેવલી દયાળુતા કરતાં અમારો ધાતકીવિનોદ વધારે ભીનો હોય છે ?



## ૧૯. ફાંદાળો ભીલ

તે દિવસની સંધ્યાએ તું થરથરી ઉઠેલો ખરું? ફાંસીની તુરંગમાંથી પેલા મોટી ફાંદવાળા જુવાન ભીલને લાવવામાં આવ્યો અને જેલરે એને ત્રાડ મારી કહ્યું કે "તુમકો કલ ફજરસેં ફાંસી મિલેગા, તુમારા વાસ્તે હુકમ આ ગયા. તુમ કુછ કહેનાં હે?"

ફાંદવાળો ભીલ જેવો ને તેવો ઉભો રહ્યો.

"તુમ સુનાં? કાન હૈ તો? કલ સબેરે તુમકો ગલેમેં રસી ડાલ કે ફાંસી દેને વાલી હૈ."

ભીલની સમાધિ તો યે ન છુટી.

પછી જેલરે હસીને સંભળાવ્યું :

"દેખો, તુમારી ફાંસીકી સજા નિકલ ગઇ. તુમકો છુટ્ટી દેનેકા હુકમ આયા હૈ. યે તુમારા કપડા લો, પહેર લો, ઔર જાઓ દેસમેં. મગર દેખો, અબ વો તુમારી ઓરત કે પાસ મત જાનાં. ગલા કાટ કે માર ડાલેગી તુમકો!"

ફાંદવાળો ભીલ તો આ ખબર સાંભળીને પણ બાઘાની પેઠે થીજી ગએલો ઉભો છે. એને એક અદાલતે પોતાની સગી માની હત્યાનો અપરાધી ઠરાવી ફાંસી ફરમાવી હતી, અને આજ વળી એક ઉપલી અદાલતે એની એ સાક્ષી પરથી તદ્દન નિર્દોષ ઠરાવી નાખ્યો.

ફાંદવાળા ભીલના પેટમાં વિચારો ચાલતા હશે કે આ બધું આમ કેમ ? હું તે મનુષ્ય છું ? કે માજીસ્ટ્રેટોના હાથમાં રમતું રમકડું છું ? મારૂં જીવતર શું આવા ઝીણા તાંતણા પર ટીંગાઇ રહ્યું છે ? આ જેલર બોલે છે તેમાં મશ્કરી કઇ ? પહેલું બોલ્યો એ ? કે પાછલું ? મને ઠેકડીમાં ને ઠેકડીમાં દરવાજાની બહાર જવા દીધા પછી પાછો પકડીને લાવવાનો, મારૂં ટીખળ કરવાનો, સાંજ વેળાની જરી મૌજ માણવાનો આ નુખતો તો નહિ હોય ને ? ફાંદવાળો ભીલ આવી ઠેકડીનો પાઠ પહેરવા તૈયાર નહોતો. એ દિગ્મૂઢ ઉભો રહ્યો.

પછી સહુએ કહ્યું: “સચમુચ તુમ છુટ ગયા. તુમ ગભરાઓ મત. યે હાંસી મત સમઝો.”

છ બાર મહિનાની સજાવાળાઓને પણ છુટતી વેળા જે હર્ષાવેશની કુદાકુદ હોય છે, તેમાંનું કશું યે આ મોતના ઉંબરમાંથી પાછા વળતા ફાંદવાળા ભીલને હૈયે નહોતું થતું. એ પોતે જ પોતાના પીંડ ઉપર નિહાળી રહ્યો હતો—પોતે પોતાને જ જાણે કે પૂછતો હતો કે હું તે જીવતો છું કે મરી ગયેલો ?

બહુ સમઝાવટ તેમજ પંપાળને અંતે એણે મુંગાં મુંગાં કપડાં બદલાવ્યાં. અને પછી એણે મારી આરપાર બહાર નજર નાખી. બીજી બારીઓની આરપાર પણ જોયું.

કોઇ એને લેવા નહોતું આવ્યું. જગતમાં એની જીંદગી કોઇને કશા કામની નહોતી. આખી દુનિયાએ ત્યજેલાને પણ જે એક ઠેકાણે આદર હોય છે, તે ઠેકાણું—તે પરણેલી ઓરતનું હૈયું આ ફાંદવાળા ભીલને માટે ઉજ્જડ હતું. કેમકે એ હૈયામાં કોઇ બીજાનું બિછાનું બન્યું હતું. એ બિછા-

નાની આડે આ ફાંદવાળો ભીલ તો કદાપિ નહોતો આવતો, પણ એની બુઢ્ઢી માતા હમેશાંની નડતર રૂપ હતી. ફાંદાળા ભીલની ઓરતે પોતાના આશકની મદદથી આ બન્ને નડતરોને એક સામટી કાઢવા માટે જ સાસુની હત્યા કરીને પછી એનો ગુન્હો ધણી પર ઠોકાવી દીધો હતો. એટલે હવે ફાંદાળો ભીલ કયાં જઇ, કઇ ધરતી ઉપર પગ મૂકશે ? એ એની મુંઝવણ હતી.

ભાઇ ફાંદાળા ભીલ ! તું જીવતો જગતમાં જાય છે તે તો ઠીક વાત છે. મને એ વાતનો કશો આનંદ નથી. પણ હું રાજી થાઉં છું તે તો એક બીજે કારણે: ફાંસી–તુરંગના વાર્ડરો અત્યારે આંહી વાતો કરી રહ્યા છે કે બાપડો ફાંદાળો રોજેરોજ બેઠો બેઠો ભગવાનને વિનવી રહ્યો હતો કે "હે ભગવાન ! મેં મારી માને મારી નથી. માટે જો હું નિર્દોષ હોઉં તો મને આમાંથી છોડાવજે." હવે તું છુટયો, એટલે અનેક મુરખાઓને નવી આસ્થા બેઠી: "જોયું કે ? ભગવાનને ઘેરે કેવો ન્યાય છે !"

આ આસ્થાના દોર ઉપર અનેક નાદાનો નાચ માંડશે. જગતમાં ઇશ્વર છે, ને એ ઇશ્વર પાછો ન્યાયવંતો છે, એવી ભ્રમણામાં થોડાં વધુ લોકો ગોથાં ખાશે, ને એમાંથી તો પછી અનેક ગોટાળા ઉભા થશે ! છુટી જનારા તમામ નિર્દોષો લેખાશે ને લટકી પડનારા તમામ અપરાધી ઠરશે ! આવી અંધાધુંધી દેખીને મારા જેવા ડોકરી ખૂબ લહેર પામશે. એમાંથી તો મને આંસુઓનો ભક્ષ પણ ઘણો ઘણો મળી રહેશે. ખી–ખી–ખી–ખી–ખી !

## ૨૦. શું સાચુ !

ફાંદાળા ભીલની પોચી પોચી ફાંદમાં અમારા જેલરે લહેરથી પોતાની આંગળી બેસાડી. પછી તો અમારો બાંઠીયો બામણુ કારકૂન પણુ એ ફાંદની જોડે વ્હાલ કરવા લાગ્યો. પછી નાનામોટા સહુએ આ સ્પર્શસુખનો લહાવો લીધો. મને પણુ ઘણું ય મન થયું કે હું મારા સળીયા લંબાવીને ફાંદાળા ભીલના પેટની સુંવાળી ચરબીને જરી ચાખું. પણુ મરજો રે સરજો પેલા સુથાર ને પેલા કડીઆ, જેણે એંશી વર્ષો અગાઉ મારાં અંગોને પત્થરોની ભીંસમાં જડી લીધાં છે.

જેલર સા'બ ! કારકૂન ભાઇઓ ! તમે ફાંદાળા ભીલની કનેથી આ ખુશાલીની કંઇક ઉજાણી, કંઇક મ્હેફિલ તો માગો ! એની 'કૅશ–જવેલરી'ના પરબીડિયામાંથી શું કંઇ રોકડ કે સોનું રૂપું ન નીકળ્યું ? જમાલ ડોસાની પેઠે એને કોઇ દીકરી અથવા દીકરીની દીકરી નહિ હોય ? એવી નાની શી પુત્રી અથવા ભાણીનું કંઇ ફુલીયું, લવીંગ કે કોકરવું, કોઇ કડી, છેલકડી કે કાનની સાદી વાળી, એકેય માનો દાગીનો એની કને નથી રહી ગયો કે ? ફાંદાળો ભીલ તો સાદા ચહાપાણીમાંથી પણ ગયો !

ક્યાં ગયો ? બહાર જઈને ઉભો રહ્યો. થોડો થંભીને ફરી ચાલતો થયો. ફરીને ઉભો રહે છે. દરવાજા પર પહેરો ભરતા બંદૂકદાર સંત્રીને સંશય પડે છે.

ફાંદાળો ભીલ કંઈ ભયાનક મનસૂબા તો કરતો નથી ને ?

સંત્રીના મ્હોંમાંથી મશીન–ગનના ગોળાની પેઠે તડતડાટ કંઈક "હુડેટ હોમ ! ગદ્ધા ! ચલ જા ! ગંવાર !" એવા શબ્દો છુટે છે. ફાંદાળો ભીલ સમઝયા વગર આગળ પગલાં માંડે છે. સ્ટેશન પર પોલીસ એને એના ગામની ટીકીટ લઈ સોંપે છે. પણ આ બધી શી ક્રિયા ચાલી રહી છે તેની હજુય કશી ગમ ફાંદાળા ભીલને પડતી નથી.

"પેલું જ ઠીક નહોતું !" ફાંદાળો ભીલ ફરીથી વિચારે છે.

પેલું એટલે ?

એટલે વળી બીજું શું ? પ્રભાતમાં વહેલી હજામત : પછી ચકચકિત સંગીનોથી શોભતી બંદૂકદાર પલ્ટનનું આવાગમન : પેલી ફુલશોભન કેડી પર થઈને સહુને રામ રામ કરતા ચાલી નીકળવાની યાત્રા : શિવમંદિર જેવા સાફસુફ કરેલા ફાંસીખાનાને દ્વારે દાખલ થતાં જ માથા ઉપર કાળી કાનટોપીનો અનંત અંધકાર : ને પછી શું થવાનું છે કે શું શું થઈ રહ્યું છે તેની સુખબરી અજાણમાં ને અજાણમાં ચુપચાપ એક જ ધડાકે ખતમ થઈ લટકી પડવાની એક બે મિનીટો.

આ શું ઠીક નહોતું ? રોજ રાત્રિ અને દિવસ, પલે પલે ને શ્વાસે શ્વાસે, સ્વપ્નમાં ને જાગ્રત દશામાં ફાંદાળો ભીલ શું આ ફાંસીની સજા નહોતો ભજવી રહ્યો ? કાળી કાનટોપી શું અહોરાત એને કોઇક અદૃશ્ય હાથ નહોતા પહેરાવી રહ્યા ? સુબેદાર રોજ સવારે આવીને એની સામે તાકી રહેતો ત્યારે શું ફાંદાળો ભીલ સુબેદારની આંખોમાં દોરડાનાં ગુંચળાં ને ગુંચળાં ઉકેલાતાં નહોતો જોતો ? કોઇ છીંક ખોંખારો ખાતું તો શું એને ધડાક કરતું ફાંસીનું પાટીયું પડતું નહોતું લાગતું ? પોતે જ પોતાની લાશને દોરડે લટકતી ને દરવાજે નીકળતી શું નહોતો નિહાળ્યા કરતો ? પોતાના મુર્દાનો કબ્જો લેવા કોઇ નથી આવવાનું એમ સમજીને એને પોતાને જ શબને લઇ જવા દરવાજે હાજર રહેવું પડશે એવી ચિંતા શું એને નહોતી થઇ ? પોતે એકલો જ પોતાના ખંભા પર પોતાના શબને ઉપાડીને સ્મશાન નહોતો શોધતો ? સ્મશાન દૂર હોવાને કારણે શું એણે સ્ટેશન પરની માલગાડીના એન્જીનની ભઠ્ઠીમાં જ શબને નહોતું પેસાડી દીધું ? ને પછી ડ્રાઇવરના આવવાની રાહ જોયા વગર પોતે જ એ સળગેલા એન્જીનને હાંકી નહોતો ચાલી નીકળ્યો ? ને પછી પોતાના શબની રાખની પોટકી બાંધીને શું એ પોતાને ઘેર પોતાની સ્રીને નહોતો સોંપી આવ્યો ?

આટલી આટલી માનસિક આપવીતીઓ વેઠી લીધા પછી પોતાને પાછા જીવતા જગતમાં જવું પડે છે એ શું ફાંદાળા ભીલને ગમતું હશે ? મરવાનું કામ જો વહેલું કે મોડું પતાવવાનું જ છે, તો આટલા ભેગું એટલું પણ ફેંસલ કરી નાખ્યું હોત !

—ને ઝુંડાળા ભીલની વિચારસરણી તો ક્યાંની ક્યાં આગળ વધે છે :—

"ટુંકો અને મુકરર માર્ગ—સરલ અને શોભીતો માર્ગ તો એ જ હતો : એ રસ્તે મારે કોઇને શોધતા જવાનું નહોતું. ઉલટા મને સહુ શોધતા આવતા હતા ! મારે કશી જ તૈયારી કરવાની નહોતી, ભેજું જરીકે વાપરવાનું નહોતું, સમજપૂર્વક ડગલાં પણ ભરવાનાં નહોતાં. પડયાં પડયાં બસ બેફિકર અમીરી જ માણવાની હતી. ઝીણાસાં ઝીણો આખો જ કાર્યક્રમ બીજાઓને ગોઠવવાનો હતો, તેઓને જ પાર ઉતારવાનો હતો. મારા પગ ભાંગી પડીને ચાલવાની ના પાડત, તો તે લોકો જખ મારીને મને ઉઠાવી લઇ જાત. હું પાટીઆ પર ઢગલો થઇ પડત, તો પણ તે લોકો મને સતાવત નહિ. મારે ગળામાં દોરડું ક્યાં ને કેવી રીતે પહેરવું તેની કડાકૂટ પણ કરવાની નહોતી. દોરડું તૂટી જઇ દગો દેશે એવી દહેશત પણ મારે રાખવાની નહોતી. મારી લાશ કોને સોંપવી કે મારા રામરામ કોને કહેવા તે જંજાળ પણ મારે ક્યાં કરવાની હતી ? મારી દહનાક્રિયાનાં ઇંધણાં કેટલાં જોશે, તે ય મને કોઇ પૂછનાર નહોતું.

"આવો મુકરર માર્ગ છોડીને હવે હું ક્યાં જઇશ ? હમણાં જ હું ભૂખ્યો થઇશ. અપીલ ન કરી હોત તો મારે ક્યારનું ય ભૂખ–તરસનું દુઃખ ટળી ગયું હોત ! ભૂખની આગ હું ક્યાં જઇ ઓલવી શકીશ ? મને કોણ ધંધો રોજગાર આપશે ? ભીખ માગીશ તો પણ કોણ દેશે ? હું ભીખારી જેવો તો દેખાઇશ જ નહિ ! હું વીસ વર્ષોથી

ખેતરમાં મ્હેનત કરી ગુજરનારો ખેડુ મારા મ્હોં પર ભિક્ષુકની મુખમુદ્રા શી રીતે પહેરી શકીશ ? મને ભિક્ષાના સ્વરો કાઢતાં પણ ક્યાંથી આવડશે ? મને કોઇ પૂછશે, ને હું જો કહીશ કે હું તો જેલમાંથી છુટયો છું–ને મને તો ફાંસી મળવાની હતી–તો ?

"તો લોકો ભયભીત બની બારણાં બીડશે. નાનાં બાળકો રડશે. હું ખૂન કરવાના ઇરાદાથી જ આવ્યો છું એવું માનશે. હું કોઇ ફાંસી ખાધેલાનું પ્રેત હોઉં એવું કલ્પશે. મને મારીને કાઢશે–પોલીસમાં સોંપશે ! પૂછશે તેના પૂરા જવાબો નહિ આપી શકું તો માનશે કે હું કંઇક છુપાવું છું, ને મારા હાથ બ્હીકના માર્યા સંકોડાશે તો કહેશે કે બતાવ ક્યાં છુપાવ્યો છે તેં તારો છુરો !

"અર્ધી રાતનો ભૂખ્યો ને તરસ્યો હું કોઇક ધર્મશાળામાં ભરાઇ બેસીશ તો ? ને ત્યાં મારા પાડોશી મુસાફરો કંઇક જમતા હશે તો ? મારાથી નહિ રહેવાય ને હું કોઇકના રોટલાની ચોરી કરી બેસીશ તો ? ચોરવા જતાં તે કોઇ બાવો ફકીર મને મારવા દોડશે તો ? હું મારા બચાવમાં એની જ છુરી ઝુંટાવીને એને જખ્મ કરી બેસીશ તો ?

"તો તો ફરી પાછી આ કેદ ને ? ફરી પાછા ખૂનનું તહોમતનામું, ફરી પાછી ફાંસીની સજા, ફાંસી દેવાના દિન પર્યંતનું પલેપલ કરપીણ કલ્પના–મૃત્યુ, અને હાય ! ફરી પાછા મારી ફાંદમાં આ જેલર તથા આ કારકૂનોની આંગળીઓના ઘોદા ! અને એ વખતે તો જેલર બીજી જાતની મશ્કરી કરશે. કહેશે કે–

'તુમ છુટ ગયા. જાઓ તુમારે ઘરકો. તુમારી ઓરતકા યાર મર ગયા હૈ. અબ વો ઓરત પસ્તાયકે તુમકો લે જાનેકો આઇ હય.'

"—ને હું એ વખતે કપડાં બદલાવી મારી ઓરતને મળવા અધીરો અધીરો બહાર નીકળવા જઇશ, તે ઘડીએ જ જેલરનું તથા કારકૂનોનાં ગંભીર મ્હોં ખડખડાટ હસી પડશે. મારાં જેલકપડાં પહેરાવીને મારી ફાંદમાં ફરી આંગળાં પેસાડશે, મને સંભળાવશે કે "કલ તુમકો ફાંસી મિલેગી. ફાંસી તુમારી ઓરત બનેગી. વો તુમારે ગલેમેં હાથ ડારેગી."

"એ બધા કરતાં આ શું ખોટું હતું? મેં શા સારૂ ભૂલ કરી? હું અપીલમાં શીદ ગયો?"

આવું મનન કરતો ફાંદાળો ભીલ આગગાડીમાં ચડે છે. પોતાની કને ટીકીટ હોવા છતાં એ પાટીઆ ઉપર નથી બેસતો. નીચે બેસે છે. પલાંઠી નથી વાળતો. ઉભડક બેસે છે. હજુ જાણે એ પોતાની અપીલના ફેંસલાની વાટ જોતો બેઠો છે. ફાંસીની રસીનો ગાળીઓ હમણાં જાણે ગળામાં પડયો કે પડશે!

બાંકડા ઉપર વાણીઆ બામણ બે ડોસા બેઠા છે. એક બે બૈરાં પણ ફાંદાળા ભીલને દેખી લૂગડાં સકોડી રહ્યાં છે.

હોકલીના ધૂમાડા કાઢતો કાઢતો વાણીઓ અસારી જેલ તરફ આંગળી બતાવે છે. કહે છે કે 'આ પે'લી જેલ; ને ઓ પેલો જે ઉંચો ભાગ વરતાયને, તે ફાંશીખાનું."

એટલું કહીને એ લહેરથી હોકલી પીવે છે.

બામણુ ડોસો હથેળીમાં તમાકુ ને ચૂનો ચોળતો ટૌકો પૂરે છે: "મારૂં બેટું આપણે તો અવતાર ધરીને ફાંશી યે ના દીઠી!"

બૈરૂં બેઠું છે તે ખબર આપે છે: "અગઉના શમયમાં તો ઉઘાડી ફાંશી આલતા. મનખ્યો જોવા મરતો. પણ અવડેં ગપત્ય મારી નાંખે છે. રોયા!"

વાત કરતાં કરતાં એ મારાં જાતણબ્હેન ઢેબરાં જમતાં હતાં.

ડોસો હોકલી પીતાં પીતાં અફસોસ કરે છે કે "શર-કારે ફાંશી કમતી કરી નાખી તેથી જ તો મારા દીચરા ધારાળા ને ભીલડા ફાટયા છે ને!"

'ભીલડા' શબ્દ કાને પડતાં જ "ઓય બાપ!" પોકા-રતો ફાંદાળો ભીલ ચમકી પડે છે. ને એ ફાંસીએથી છુટીને આવે છે તેટલી વાત જાણતાં તો આખા ડબાનાં ઉતારૂઓ સ્તબ્ધ બને છે. હે શિવ! રામ તુંહિ! હે અંબે હે અંબે! એવા ઉચ્ચાર કરીને સહુ પોતપોતાની રક્ષા માટે ઇષ્ટદેવને તેડાવે છે. છુટા છુટા ઉદ્‌ગારો સંભળાય છે–

"રાતની વેરા છે ભૈઓ! સહુ જાગતા સૂજો."

"સમો ખરાબ છે બાપા! બે પૈસા સાટુ પણ ગરાં કાપનારા પડયા છે."

"—ને મારા બેટા એ તો કોણ જાણે કયાંથી છરો કાઢતાકને ફાંદમાં પેસાડી વાળે છે–ખબર પણ ન પડે."

ફાંદાળો ભીલ પોતાની ફાંદ સંભાળતો સંભાળતો મનને પૂછે છે:

હે મનવા! હું આ કઇ દુનિયામાં હીંડયો જાઉં છું! હું કેટલાંક લોકોને કહ્યા કરૂં, કે મારી ફાંસીની સજા તો નરાતાર જૂઠી હતી! આવું જીવતર શા સારૂ? પેલો અંજામ શો ખોટો હતો?

ફાંદાળો ભીલ નથી જાણતો કે આગગાડી એને લઇને કયાં જઇ રહી છે. એને એક ઝોલું આવી ગયું. ઉંઘમાં એને લાગ્યું કે અધરસ્તે જાણે સરકારનો નવો હુકમ આવ્યો છે એને ફાંસી દેવાનો, એટલે આખી આગગાડી પાછી જઇ રહી છે. સાથેનાં ઉતારૂઓ પણ એની જોડે જાય છે, કેમકે સરકાર ફાંદાળા ભીલને પ્રગટ ફાંસી આપવાના છે તેથી પ્રેક્ષકોની જરૂર પડી છે. ફાંદાળા ભીલની સામે જાણે પેલા ઉપદેશક દાદા આવીને ઉભા છે: ઉપદેશક દાદા એને સમઝાવી રહેલ છે કે "ભાઇ! આ એક ગીતા તું વેચાતી લઇ લે. તને એ નરકે જતો બચાવશે."

ફાંદાળો ભીલ કહે છે કે "દાદા, મારી કને પૈસા નથી. મને જો વગર પૈસે આપો તો આવતે ભવ હું તમને વ્યાજ સુદ્ધાં વાળી દઇશ."

"આવતા ભવના શા ભરોસા, ગમાર!" એટલું કહીને ઉપદેશક દાદા ચાલી નીકળે છે. જતા જતા એક ઓડકાર ખાય છે. પણ એ ઓડકાર અર્ધેથી અટકીને ખાટો ધચરકો બની જાય છે. પોતાને ધચરકા–

વિકાર ન થઈ જાય તે માટે ઉપદેશક દાદા પાણી પીવા દોડે છે. ક્યાંય પાણી મળતું નથી. પછી એ ફાંસીખાનામાં ધસી જાય છે. સુબેદારને કહે છે કે "ભાઈ, જલદી ફાંદાળા ભીલને લટકાવી દો ને ? મારે એની ફાંદમાંથી પાણી પીવું છે. એ પાપીને ખાતર હું સંત્રાં મોસમ્બી જમીને ઝટ ઝટ આવી પહોંચ્યો, તેથી તો મને ખાટો ઘચરકો આવ્યો."

આવાં આવાં વિચિત્ર સ્વપ્નો બતાવતી નિદ્રા ફાંદાળા ભીલને એક બાજુ ઝોલાવે છે, એનું માથું નજીક બેઠેલી એક બાઈના ખોળામાં ઢળી પડે છે, જાણે એની મુવેલી મા એને પંપાળી રહી છે : ત્યાં તો બાઈએ "મેર રે મેર મુવા !" કહી એનું માથું હડસેલી નાખ્યું, ને ફાંદાળો ભીલ જાગી ઉઠ્યો :

એ 'મા ! મા !' શા માટે બોલી ઉઠ્યો ? કોઈને ન સમજાયું.



## ૨૧ લાશ મિલ જાયગા !

"ત્યારે તો સા'બ, સવારે એનું મડદું......."

"હાં હાં બુઢ્ઢી, કલ ફજરમેં તુમારા બેટાકી લાશ લેનેકો આનાં."

"સવારે કેટલા બજે, સાબ ?"

"નવ બજે–હાં બસ દેખોને, સાડે સાત બજે ફાંસી દે દેંગે, આધા ઘંટા લટકને દેંગે, પિછે જલદી સાબ લોગ ઉસકો દેખ લેંગે, પિછે નવ બજે બરાબર લાશ દરવાજે પર આ જાયગી."

"ત્યારે તો સા'બ, ખાટલો નવ બજે લાવું ને ? માથે કાંઇ ઓઢાડવાનું લાવું ?"

"હાં, લાનાં."

હીરજી કેદીની મા તથા જેલર વચ્ચે તે દિવસ સાંજે આટલી વાત થઇ ગઇ. ડોશી દરેક વાતની ચોકસી કરતી કરતી આંખો લૂછતી હતી. હીરજી વળતે પ્રભાતે ચડવાનો હતો. જેલરે ડોશીને એવી આસાનીથી બધું સમજાવ્યું કે

જાણે હીરજી કેદીને વળતે પ્રભાતે પરણવા જવા માટે બહાર નીકળવા દેવાના હોય ને! ડોશીની ડોક ઉપરતું આખું માથું, સંચાવાળી ઢીંગલીના માથાની પેઠે પ્રત્યેક વાતના જવાબમાં ડગૂ ડગૂ ધૂણતું હતું.

લાશ સોંપવાની આટલી ચિબ્વટભરી વિધિ મને બહુ બહુ ગમે છે. એ વાત કરવાથી ફાંસીએ જનારનાં સગાં-વહાલાં ભારી સાંત્વન પામી જાય છે. જેલવાળાને પણ કશી ગમગીની રહેતી નથી. આવી વાત હું અહીં જ્યારે જ્યારે સાંભળું છું ત્યારે મને લગ્નવિધિ કરનારો આપણો ગોર યાદ આવે છે. પરણનાર પુરુષને કયારે તોરણે લઇ જવામાં આવશે, કયારે ચૉરીએ ચડાવી લેવાશે, કયારે સપ્તપદીના મંત્રો ભણાઇ જશે, એ જ મુદ્દા ચર્ચાતા હોવાનો મને આ દરેક ફાંસીને સમયે ભાસ થાય છે. ફાંસી દઇને પછી લાશ દરવાજે સોંપવી એ એક સાદું રોજીંદું વહીવટી કામ બની જાય છે. આ રીતે મૃત્યુ જેવો એક ગંભીર મનાતો પ્રસંગ કેટલી સરલ રીતે આપણા જીવનની અંદર વણાઇ જાય છે! મોતની ફિલ્સુફીને ગાનારા કવિઓ કે તત્વવેત્તાઓ શીદને નાહક આવા પ્રાણ કાઢી નાખવાના નજીવા અવસરને નિગૂઢ, ગંભીર તથા કરૂણ ચીતરતા હશે!

અમારો ગોરો જેલ-હાકેમ તો બોલી ઉઠે છે કે "after every such execution I enjoy a hearty meal (આવા પ્રત્યેક ફાંસીદાનને પતાવ્યા પછી હું નિરાંતે પેટ ભરીને જમું છું.)"

હીરજીને ફાંસી દેવાયા પછીની કડાકૂટ કરતાં કરતાં, કાગળીઆં અને તુમારોની વિધિ પતાવતાં પતાવતાં વળતે

દિવસે ગોરા હાકેમને હમેશ કરતાં જમવાનું ઘણું મોડું થયું. ઘેર મહેમાનો જમવા નોતર્યા હતા તે પણ બાપડા મેજ પર રાહ જોઇ બેસી રહ્યા. છતાં એણે ખામોશ રાખી લાશ સોંપવા કરવાનું કામ ચિવટથી પતાવ્યું. ને જાણે એક દેડકું ય મર્યું નથી એવી શાંતિ જેલમાં બધે પ્રસરી રહી.

ફાંસીખાનામાંથી મેજીસ્ટ્રેટ સાહેબ કામ પતાવી ઓફીસમાં આવ્યા, ત્યારે એમણે પણ કાગળો પર સહી કરતાં કરતાં એ જ મતલબનું કહ્યું કે–"બહુ શાંતિથી પતી ગયું. બેશક અમેરિકાની 'ઇલેક્ટ્રીકટ ચેર' જેટલું તો સરલ નથી; છતાં આ આપણું ફાંસીયંત્ર ફ્રાન્સની જૂની 'ગિલોટીન' કરતાં તો કયાં યે વધુ સુખકર છે. બે મિનીટમાં તો નિકાલ થઇ જાય છે. બસ ફક્ત બે જ મિનીટની ધીરજ જો કેદી ધરી રાખેને, તો એને મરવું એક બચ્ચાના ખેલ જેવી વાત બની જાય. કશી પીડા નહિ, છાંટો લોહી સુદ્ધાં રેડવાનું નહિ, ઘોંઘાટ કે ધક્કામુક્કી નહિ, ડારો કે ધમકી નહિ, બૂમબરાડા નહિ, આંખોના ડોળા પણ ફાટયા રહેવાનું નહિ–બે મિનીટમાં તો ચિરશાંતિ!"

એવું કહીને મેજીસ્ટ્રેટ સાહેબે સહી ટપકાવી દીધી, અને અમારા હાકેમ જોડે હાથ મિલાવી હસતા હસતા એ નગર તરફ મોટર હંકારી ગયા. કહેતા ગયા કે "સાંજે કલબમાં મળીશું, આજ તો પાર્ટી છે ને! સાહેબજી!"

'બસ, બે જ મિનિટમાં તો ચિરશાંતિ': આ શબ્દો મારા હૃદયમાં અંકાઇ ગયા. આવી ફક્ત બે જ મિનીટની સબૂરી આ ફાંસી ખાનારા કેમ નહિ બતાવતા હોય?

એમાં તેઓનું શું જવાનું હતું? બે મિનીટમાં નાહક લાંબા વિચારો તેઓ શીદ કરતા હશે? આગલી સાંજે સગાં-વહાલાંને મળવા તેડાવવાં એ પણ કેવી નાદાની! કેટલી છોકરમત! બે મિનીટ ઇશ્વર ઉપર ધ્યાન ફેરવતા હોય! પોતાનાં પાપની ક્ષમા માગતા હોય!........કેટલું સરલ!

હીરજીની ડોશી મળવા આવી ને સાથે હીરજીની ત્રણ વરસની દીકરીને પણ લેતી આવી. હીરજીએ એને ખોળામાં લીધી. જુવાન હીરજી બે મહિનામાં તો બુઢ્ઢો બની ગયો હતો. ખોળે બેઠેલી છોકરી બાપના મ્હોં સામે તાકી તાકીને જોવા લાગી. એને ઓળખાણ પડતી નહોતી. બાપના ખોળામાંથી ન્હાસી છુટવાનું એને મન થતું હતું.

બાપ પૂછે છે "વાલકી! તારે બાપો છે?"

વાલકી કહે "હોવે."

'ક્યાં છે?"

"ગામ ગયા છે."

"ક્યે ગામ?"

"ભગવાનને ગામ."

"તું એને સંભારે છે?"

"હોવે. આના ખોરામાં બેશીને અમે રોજ સાંજે કહીએ છીએ: "ભગવાન, ઓ ભગવાન, બાપાને ત્યાં દઃખી કરીશ ના. પેટ ભરીને ખાવા દેજે. એને ભૂખ બહુ લાગે છે હો ભગવાન!"

એટલું બોલતી વાલકી પણ રડી પડી.

"વાલકી, હું પોતે જ તારો બાપો છું."

"નહિ. મારો બાપો તું નોય."

"કેમ નોય ?"

"એ તો રૂપાળો હતો. મારા જેવો હતો. એ તો ગીતો ગાતો મારી કને. તું ક્યાં ગાય છે ?"

"હું કોણ છું ?"

"હું શું જાણું ?"

હીરજીની આંખોમાંથી દડ દડ પાણી ગળ્યાં. દુનિયામાં વહાલામાં વહાલી જે એની વાલકી, તેના જ હૈયામાંથી હીરજી ભૂંસાઇ ગયો. એને 'બાપો' એવા ટૂંકા બે જ અક્ષરના બોલે બોલાવનાર છેલ્લી વેળાએ પણ કોઇ ન રહ્યું. એને એક જ દિલાસાની જરૂર હતીઃ કે વાલકી એને હમેશાં યાદ કરશે. પણ વાલકીએ ... આજે એને વિસાર્યો હતો.




એણે દી ... મારા વાલકી !" કહીને હૈયા સરસી ચાંપી. વાલકીને બ્હીક લાગી. તો યે વાલકીને એણે છેલ્લી ચુમી ભરી. એનાં આંસુ વાલકીના ગાલ પર પડયાં.

"મેલી દે મને. તારી દાઢી વાગે છે." કહી વાલકી એના ખોળામાંથી ઉતરી ગઇ. બીજાઇને વાલકીએ ગાલ ઉપરથી બાપનાં ખારાં આંસુ લૂછી નાખ્યાં. એ દાદીમાની કને ચાલી ગઇ. ફરીવાર એણે બાપની સામે જોયું નહિ.